# ARTHASHÁSTRANI VÁTO

BEING

A GUJRATI ADAPTATION OF

MRS. FAWCETT'S TALES IN POLITICAL ECONOMY,

BY


## CHIMANLÁL HARILÁL SETÁLVÁD B. A. LL. B.

PLEADER, HIGH COURT, BOMBAY

AUTHOR OF BRITISH HINDUSTAN, ARTHASHASTRANA MULTATVO &c

AND

## MADANLÁL LALLUBHÁI MUNSIFF

AUTHOR OF PRAMADÁ OR THE VIRTUOUS DAUGHTER-IN-LAW &c.



BOMBAY.

PRINTED AT GANPAT KRISHNAJI'S PRESS,

BY THE PROPRIETOR ATMARAM KANOBA,

1889.

*Price Re*-1-0-0.

# અર્થશાસ્ત્રની વાતો.

મીસીસ ફોસેટના અંગ્રેજી ગ્રંથને આધારે


રચનાર

**ચીમનલાલ હરિલાલ સેતાલવાડ બી. એ. એલ એલ. બી.**

વકીલ, હાઈકોર્ટ, મુંબઈ.

'બ્રિટિશ હિંદુસ્તાન,' 'અર્થશાસ્ત્રના મૂળતત્ત્વો' વિગેરેના કર્તા.

તથા

**મદનલાલ લલુભાઈ મુનસીફ**

'પ્રમદા અથવા સદ્ગુણી વહુ' વિગેરેના કર્તા.



મુંબઈ.

ગણપત કૃષ્ણાજી છાપખાનામાં છાપી પ્રસિદ્ધ કર્યું.

સંવત ૧૯૪૫—સને ૧૮૮૯.

કીંમત. રૂ. ૧—૦—૦

TO

**HIS HIGHNESS MAHARAJA SIR SAYAJIRAO GAEKWAR**

**G. C. S. I.**

IN WARM APPRECIATION OF

HIS EARNEST AND DEVOTED ZEAL TO IMPART
SOUND EDUCATION TO HIS PEOPLE AND THEREBY
CONFER UPON THEM THE HIGHEST BLESSING WHICH
AN ENLIGHTENED AND WISE RULER
CAN BESTOW ON HIS SUBJECTS.
THIS VOLUME IS DEDICATED.

WITH PERMISSION.

શ્રીમંત સરકાર

મહારાજા શીયાજીરાવ ગાયકવાડ

સેનાખાસખેલ, સમશેરબહાદુર, જી. સી. એસ. આઈ

ને

પોતાની પ્રજાને સમાર વિદ્યા શીખવી,

વિદ્વાન અને કુશલ રાજકર્તાથી

પોતાના લોકોને આપી શકાતું મોટામાં મોટું સુખ

તેમના ઉપર બક્ષવા પ્રત્યે તેમના દૃઢ અને નિરંતર અનુરાગથી

હર્ષ પામી

આ લઘુ પુસ્તક અર્પણ કર્યું છે.

# PREFACE.

This little volume is in substance a free translation of Mrs. Fawcett's 'Tales in Political Economy' with slight modifications. In deference to the wishes of Mrs. Fawcett, however, the modifications made are very few and such as were absolutely necessary to make the book attractive to the Gujrati reader. For example Indian names have been substituted all throughout for English names as those for whom the book is intended will not read with interest the adventures of Collins, Jack, Davis and his friends. For the same reason Isle Pleasant has been removed from the Atlantic and placed nearer India. Again it would have been ridiculous to depict our Indian heroes frightened out of their wits at the sight of plantain trees. An alteration in that quarter was therefore found necessary.

The presentation of the principles of Political Economy in this attractive form so soon after Mr. Chimanlal's publication of last year, will we trust make the study of that ennobling science yet more popular in Gujrat and if our expectations in this direction are fulfilled to howsoever small an extent we will consider our labours amply repaid.

Our cordial thanks are due to Mrs. Fawcett for the ready permission she has extended to us to publish this work.

# પ્રસ્તાવના.

આ પુસ્તક **મીસીસ પ્રોસેટના** લોકપ્રીય અંગ્રેજી પુસ્તકને આધારે રચાયેલું છે. ગુજરાતી ભાષામાં **અર્થશાસ્ત્રના** વિષય ઉપર આ ત્રીજો ગ્રંથ છે. એ વિષય ઉપર પહેલવહેલું પુસ્તક રચવાનું માન **રાવબહાદુર અંબાલાલ સાકરલાલને** ઘટે છે. ગયેજ વરસે પ્રસિદ્ધ થયેલા મી૦ **ચીમનલાલ હરીલાલ સેતાલવાડ** રચેલા પુસ્તકથી એ વિષય વધારે સુગમ કરવામાં આવ્યો છે અને અમારી એ આશા છે કે આ પુસ્તકથી એ વિષય ઘણોજ લોકપ્રીય થશે કેમકે આ પુસ્તક વાંચનારને ગમતની સાથે બોધ આપનારૂં છે. **અર્થશાસ્ત્ર** જેવા ઘણાજ ઉપયોગી વિષય ઉપર જો ગુજરાતી લોકોનો શોખ આ પુસ્તકની મદદથી વધશે તો અમારી મહેનતનો સારો બદલો મળ્યો એમ સમજીશું.

# અર્થશાસ્ત્રની વાતો.

## શ્રીમતો.



અબાધિત વ્યાપાર-દેશિકારીગરીનું રક્ષણ.

અંગ્રેજી લોકના નાતાલના તહેવારની રજામાં અમે એક વખત રાંદેર હવા ફેર માટે ગયા હતા. ત્યાં જે મિત્રને ઘેર ઉતર્યા હતા તેની પાસેના ઘરમાં ગુલામ હુસેન નામનો એક વૃદ્ધ આગબોટનો કપતાન રહેતો હતો. તેની જુવાનીમાં દૂર દેશમાં જે તેણે સફરો કરી હતી તેની તે રોજ વાતો કરતો તેમાંની કેટલીએક વાત સાંભળીને અમે અજાયબ થયા; આમાંની કેટલીક વાત તો અમને એવી લાગી કે લોકો જરા અક્કલ ખર્ચે તો તેપરથી તેમને **અર્થશાસ્ત્ર** વિષે ઘણું જ્ઞાન મળે.

કપતાન ગુલામ હુસેને અમને પહેલી વાત કહી તેને અમે **અબાધિત વ્યાપાર**ની વાર્તા એવું નામ આપીશું. કારણકે, અમને એમ લાગેછેકે અબાધિત વ્યાપારથી લોકને શું ફાયદો થાયછે તેનો એક ઘણો સરસ દૃષ્ટાંત એથી આપણને મળે છે, અને અબાધિત વ્યાપાર દાખલ કરવાથી અમુક લોકોને કેટલું નુકસાન થાયછે તે પણ દેખાયછે.

કપતાન ગુલામહુસેન એક પ્રસંગે સુમાત્રાના બેટની પશ્ચિમે હીંદીમહાસાગરમાં સફર કરતા હતા. તેની

મતલબ એ હતી કે, સુમાત્રામાં પહેલ વહેલા વસેલા વલંદાઓના વારસો વસતા હતા એવા એક નાના ટાપુમાં ઉતરીને તેમની અને આપણા દેશની તથા ચીનની પ્રજા વચ્ચે વહેપાર રોજગારનો વહેવાર કરાવવો. આ ટાપુમાં વસનારાઓ વિશે એક ઘણીજ જાણવા જેવી બાબત તો એ હતી કે બસેં વરસ થયાં તેઓને બહારના બીજા કોઈ લોક જોડે કંઈપણ તરેહનો વ્યવહારજ નહોતો. અન્ન, વસ્ત્ર, કે સાંચાકામને માટે તેઓ કંઇ બીજા લોકો ઉપર આધાર રાખતા ન હોતા;તેઓ જે કંઇ વાપરતા તે તેઓ જાતેજ બનાવતા; હિંદુસ્તાન સાથે અથવા આસપાસના બીજા કોઈ ટાપુ સાથે તેઓ કંઈ વેહેપાર કરતા નહોતા. પરદેશના લોકના સમાગમથી અથવા તેમની સાથે વહેપાર કરવાથી કંઈ ફાયદો થાયછે એ બાબતના જ્ઞાન વિશે તો તેઓ જાણે બીજી દુનિયાના રહીશજ હોય તેમ હતું.

આ લોકને શ્રીમત કહેતા હતા, અને કપતાન ગુલામ હુસેનનું કહેવું એવું હતું કે તે ધારતો હતો તેના કરતાં તો તેઓ વધારે સુધરેલા તેને માલમ પડયા. તેઓ ઘણા નમ્ર, તથા માયાળુ હતા અને પરદેશિઓનો ઘણો આદરસત્કાર કરતા; તેઓના રહેવાનાં ઘર ઘણાં સ્વચ્છ હતાં અને તે ઘણી સંભાળથી બાંધેલાં દેખાતાં હતા; તેઓનો પોશાક સાદો હતો પણ માથાથી પગ સુધી વસ્ત્ર પહેરતા; તેઓ ડચ અને મલે એ ભાષાની મળેલી એક નવીજ તરેહની ભાષા બોલતા હતા, પણ તેમાં

ડચનો ભાગ ઘણો આવતો હતો. અને તેઓએ રાજ-કારભારની જે યોજના કરી હતી તેને માટે તેઓની આખી પ્રજા ઘણીજ મગરૂરી ધરાવતી હતી. આ રાજ્યતંત્ર ઘણો વિલક્ષણ હતો. રાજ્યનો કારભાર એક કાંઉસીલ અથવા સભાને સોંપવામાં આવેલો હતો અને તેને પ્રજાના પ્રત્યેક મનુષ્યની જીંદગી તથા માલ મીલ-કતપર સ્વતંત્ર સત્તા હતી. આમાં તો કંઈ એટલું બધુ અજાયબ જેવું નહોતું; પણ આપણા કપતાન ગુલામ હુસેન જેથી આશ્ચર્ય પામ્યા તે એ હતું કે આ કાંઉસી-લના સભાસદો અને તેમના વંશજો શિવાય બીજા કોઈને નારિયેળીના ઝાડ રાખવા દેવામાં આવતાં નહોતાં; એટલુંજ નહિ પણ આ હકનો પુરતો ફાયદો લેવાને માટે કાંઉસીલે એવો ઠરાવ કર્યો હતો કે કોઈપણ શ્રીમતે તેના ઘરમાં સૂર્યના કીરણ પેસવા દેવાંનહિ. આખા ટાપુમાં કોઈના ઘરમાં સમખાવાને બારી તો મળેજ નહિ. બહાર જવા આવવાના બારણાપર બમણા ત્રમણા જાડા ભારે ગુણપાટના પડદા નાખી મુકતા કે જરાપણ અજ-વાળું અંદર આવી શકે નહિ. ફક્ત રાતના તે પડદા કાહાડી નાંખવાની રજા હતી ને તેથી આખો દીવસ જે અંધારી કોટડીમાં રહેવાની તેમને સજા કરવામાં આવી હતી તેમાં જરા સ્વચ્છ હવા આવતી. જો આટલી છુટ આપવાની તેમના સરદારોએ દયા નહિ કરી હોત, તો બચારા શ્રીમતો બેશક ગુંગળાઈને મરી ગયા હોત.

કાંઉસીલના આ વિલક્ષણ ધારાની મતલબ કોપરેલ તેલ રાત દિવસ બાળવાની જરૂર પાડીને તેનો ખપ વધારવો અને તેમાંથી સારી પેદાસ કરવી એવી હતી. અબાધિત વ્યાપાર વિષે ઇંગ્લંડની પ્રજાને જેટલી માહિતીછે તેટલી માહિતી આ શ્રીમતોને હોત તો નક્કી સાબીત કરી શક્યા હોત કે તેઓના ઘરબારમાંથી અજવાળાનો અટકાવ કરવાની મતલબ માત્ર દેશિકારીગરીનું રક્ષણ કરવાની હતી. જેટલાં નાળિયેરીનાં ઝાડ તે ટાપુમાં હતાં તે બધા કાંઉસીલની માલકીના હતાં; અને બાકી બારૂણાં વિષેના તેમના કાયદાથી કોપરેલ તેલ તે જીંદગાનીને ઘણુંજ જરૂરનું થઈ પડયું હતું. શ્રીમતોની વસ્તીનો બે તૃતિયાંશ ભાગ તો હંમેશા નાળિયેરીનાં ઝાડ ઉછેરવામાં અને કોપરેલ તેલ તૈયાર કરવામાં કામે લાગેલો હતો. શ્રીમતોને આ તેલ વાપર્યા વિના છૂટકો નહિ એટલે તેઓને તેના બદલામાં તેમના સરદારોને તેમની પાસેની ચીજોમાંથી સરસમાં સરસ ચીજો આપવી પડતી હતી. તેવામાં કોઈ વાર તેલ ખૂટી જતું અને તેની અછત પડતી, ત્યારે પછી આ પવિત્ર તેલને માટે શ્રીમત લોકના ઠકરાણાને અમુલ્ય બક્ષિસો આપવાની આ નાનકડી પ્રજાના જૂદા જૂદા કુટુંબો વચ્ચે એટલીતો ચરસા ચરસી ચાલતી હતી કે ન પૂછો વાત.

ગુલામહુસેન કપતાન તરત સમજી ગયા કે શ્રીમતો

અને દુનિયાના બીજા લોક વચ્ચે વેપારની ચીજો અને ખેતીવાડીની પેદાશનો અદલાબદલો કરવાનો વ્યવહાર ચાલે એમ કરાવવાની તેની મતલબ હતી તે પાર પાડવામાં આ તેલની બાબતનો ભારે વાંધો નડતો હતો. એકાદેક વૃદ્ધ ઠાકોરના આગળ તેણે આ વાત કાઢી, તો તેણે ઘણીજ ગંભીરાઈથી બતાવી આપ્યું કે આ તેની યોજના કોઇ દહાડો બને તેવી નહોતી. તે ઠાકોરે જવાબ આપ્યો કે " હમારી પ્રજાના ત્રણ ભાગ કરિયે તો તેમાંના બે ભાગ તો આ કોપરેલનું તેલ કરવાના અમારા સૌથી ઉપયોગી ઉદ્યોગમાં ગુંથાયલા છે; બાકીનો એક ભાગ હમને બધાને જોઈએ તેટલા અન્નવસ્ત્ર પુરાં પાડવાને સખત મજુરી કરે છે; અમારી ટોળી સુખચેનમાં તથા આબરૂમાં રહી શકે એટલુંજ માત્ર હમે પેદા કરિયે છિયે; અમે કંઈવસ્તુ એટલી જથા બંધ પેદા કરતા નથી કે બીજા દેશની ઉપજની સાથે તેનો અદલો બદલો કરી શકિયે"

કપતાન ગુલામ હુસેને ઉત્તર આપ્યો કે " તમારી જમીન ઘણી ફળદ્રુપ હોવી જોઈયે, અને જો આખી શ્રીમતોની વસ્તીને જે જે ચીજની જરૂર પડે તે પૂરી પાડવાને જો એક તૃતિયાંશ વસ્તી બસ છે તો તમારા લોક ઘણા ઉદ્યોગી અને તમારા કારીગર ઘણા કસબી હોવા જોઈયે."

પેલો વૃદ્ધ શ્રીમત બોલ્યો," હા, હા; એ ખરી

વાત છે, હમારે પ્રભુનો ઘણો પાડ માનવાનો છે."
આટલું બોલીને ઊંચે કોપરેલનો ગંધાતો દીવો બળતો હતો, અને જે દીવો તેના મનને સઘળી પવિત્ર વસ્તુની નિશાની હતી, તેની તરફ તાકીને નજર કીધી.

કપતાને કહ્યું, "હું એજ વિચારમાં છું કે, તમે સમજોછો તે કરતાં તો તમારે ઘણો વધારે આભાર માનવાનો છે. આ તેલ કરવામાં તમારી વસ્તીનો બે તૃતિયાંશ ભાગ તેમની જીંદગી ગાળે છે. મને બધા દીવા ઓલવી નાખવાની રજા આપો, અને મારાં માણસને આ ટાપુના દરેક ઘરમાં અજવાળું આવે તેને માટે બારી બારણાં પર નાખેલા બેવડા ત્રેવડા ટાટના પડદા કાઢી નાખવા દો, અને દીવાલમાં ગાબડાં પાડીને બાકોરાં કરવા દો; આમ થયેથી તમારા બે તૃતિયાંશ લોક તેલ કરવાના કામમાંથી નવરા થઈને વસાણાંનો, ચોખાનો, અને કાશીનો પાક કરવામાં કામે વળગી શકશે. આ તમારા દેશનો પાક પરદેશ મોકલીને તેને બદલે ખેતીવાડીનાં ઓજાર, વિલાયતી છરી કાંટા, કાલીકો અને બીજી ચીજો મંગાવી શકશો. આ ચીજો જે બિજા દેશોમાં જથાબંધ બની શકે છે તે તેમ કોઈ દહાડો કરી શકવાના નથી.

પેલા વૃદ્ધ ઠાકોર તો રાતા પીળા થઈ ગયા, અને બોલ્યા, "અમારા ઘરમાં ગાબડાં પાડવાં! અમારાં બજારમાં સૂર્યનું અજવાળું કરી મૂકવું! અમારા ટાપુનું

તો નખોદજ વળીજાય, અમારો સૌથી અગત્યનો ઉદ્યોગ એક દહાડામાં પાયમાલ થઈ જાય. હાલ અમારાં ચારસેં માણસ નાળિયેરના ઝાડ ઉછેરવામાં તથા કોપરેલ કરવામાં વળગેલાં છે તે બધાંતો એકજ સપાટે ભીખ માગતાં થઈ જાય!"

ગુલામ હુસેન કપતાને આના જવાબમાં કહ્યું, "ઠાકોર સાહેબ, આપ જરાતો વિચાર કરો; આ બધાં ચારસેં માણસ તેમની આખી જીંદગી સુધી અજવાળું કરવાને કોપરેલ બનાવવામાં સખત મજુરી કરે છે; વળી કોપરેલના દીવાથી આપણને જે અજવાળું પડે છે તે અજવાળું જો આપણે ઘરમાં ફકત બારી બારણાં ઉઘાડાં રાખવાથી મળે તેનાકરતાં ઝાંખું હોય છે; તે ઉપરાંત કોપરેલના તેલનું અજવાળું કરવાને આપણે આટલો મોટો ખરચ પડે છે ત્યારે તે કરતાં સૂર્યનાં વધારે સારા અજવાળાને સારૂ તો અડધૂં પણ ખરચ થાય તેવું નથી."

"આખા રાજનો વહીવટ તો નાળિયેરિયોના માલીકોને સોંપવામાં આવ્યો છે" એમ ઠાકોરે કહ્યું. અમારી જગ્યાએ જાણે તમે છો એમ સમજો, અને પછી મને કહો કે તમે તેલના દીવાના અજવાળાને બદલે સૂર્યના અજવાળાને માટે એક માત્ર મનની પસંદગીને લીધે શું ચારસેં આદમીને બેરોજગાર કરી નાખશો? અમારા બધા લોકને એકઠા કરો અને તેમની

દીવાલમાં બાકોરાં પાડવાની અને નાળિયેરિયો ઉછેરવી મુકી દેવાની તમારી યોજનાનું ધ્યાન કરો તો તેઓ આટલા બધા નરમ છે તો પણ તમને ફાડી ખાશે અને તમારા કડકે કડકા કરી નાખશે; અહીઆં આવીને અમારા ઉદ્યોગને પાયમાલ કરવાની સલાહ આપવાનું તમારા મનને સહેલું છે. તમારી સલાહ પ્રમાણે ચાલિયે એવા અમે મૂર્ખના સરદાર હોઈયે તો અમારી મૂર્ખાઇનાં ફળ તો અમારે ચાખવાં પડે, અને તમેતો તમારી સલાહ પ્રમાણે ચાલવાથી થયેલી અમારી ફજેતી જોઈને ખુશી થતા વહાણ હંકારી સીધા તમારે દેશ સીધાવી જાઓ.

કપતાન ગુલામ હુસેન ઘણો વિચારવંત અને સમજુ હતો તેણે જોયું કે પેલા ઘરડા ઠાકોર તેનાપર એટલા તો ક્રોધાયમાન થઈ ગયા હતા કે તેનું કહેવું તે હવે વધારે સાંભળે તેમ નહોતું, એટલે તે ત્યાંથી પોતાના મુકામપર ગયો. પણ જતા પહેલાં બેત્રણ દહાડામાં એક નવી યોજના લઈને પાછું આવવાનું ઠાકોરને કહેતો ગયો અને તેમ કરવાની ઠાકોરે હા પાડી. આપણા કપતાનના મનમાં જે યોજના ઘડી લાવવાનો વિચાર હતો તે એવી મતલબની હતી કે નાળિયેરીના ઝાડો ઉછેરવા બંધ કરવાથી જે સઘળી આફત આવી પડવાની પેલો ઠાકોર બીક રાખતો હતો તેવી કંઈ વિપત્તિ આવી પડે નહિ.

કપતાન ગુલામ હુસેને તેની યુક્તિ ગોઠવવા માંડી. આમાં મુખ્ય મુદ્દાની વાત એ હતી કે આ રોપણીનું કામ એકદમ બંધ કરાવવું નહિ, પણ તે કામમાં વળગેલા માણસોને રફતે રફતે બીજે કામે લગાડવા. તેણે એવી ગણત્રી કાઢી કે હાલ ચારસેં માણસો નાળિયેરીની રોપણી કરવાંમાં રોકાયેલાં હતાં તેઓ બે વરસમાં વસાણાં ને કોફી પકવવામાં કામે લાગી જાય અને તેઓ તે ચીજોનો એટલો તો પાક કરી શકે કે દેશાવર સાથે ઘણો મોટો વેહેપાર ચલાવી શકે અને આમ એક ધંધેથી બીજે ધંધે લાગે તે દરમિયાનમાં કોઈ પણ મજુર બીનરોજગારી થાય નહિ. તેની ધારણા એમ હતી કે પ્રથમ પચાસમાણસને નાળિયેરીનો ધંધો છોડાવીને બીજે ધંધે વળગાડવા, તેજ વખતે આખી વસ્તીના આઠમા ભાગના લોકોને બારીબારણાં ઉઘાડાં મૂકવાની તથા નવાં કરવાની રજા આપવી અને તેમનાપર આ મેહેરબાની કરવામાં આવે ને તેમને તેલનો ખર્ચ બચે તેના બદલામાં તેમણે પેલા પચાસ માણસો જે તેલ બનાવવાનો ધંધા છોડી દઈ પાક કરવા વળગ્યા છે તેમને તેમનો પેહેલો પાક વેચાય ત્યાંસુધી જોઈતા ખોરાક અને વસ્ત્ર પુરા પાડવાં. આગલા તેલ કરનારાઓને કાફી વિગેરેનો જ્યાં પહેલો પાક થયો કે તેઓને તેમના પડોસીની મદદની જરૂર રહેશે નહી અને તેઓ તદન સ્વતંત્ર થશે. અને આપ્રમાણે દરેક વખતે પચાસ પચાસ માણસની ટોળી.

ને તેલનો ધંધો છોડાવી બીજા કામમાં લગાડવાં કે થોડે વખત તેલ બનાવવામાં કામે લાગેલાં બધાં માણસો બીજા ધંધામાં રોકાઈ જશે. કપતાન ગુલામહુસેન તો પોતાની યોજનાથી ઘણા ખુશ થયા હતા; તેણે કીધેલી યોજના રાંડી રાંડ ડોસીને પણ સમજ પડે એવી હતી એમ તેને લાગ્યું અને તેથી તે ટાપુના દરેકે દરેક સુખી થશે એમ તેની ખાત્રી હતી. વળી ત્યાંની જમીન ઘણી ફળદ્રુપ હોવાથી નાળિયેરીના પાકને બદલે કોફીનો પાક પણ ઘણો સહેલથી થઈ શકશે એમ તેના સમજ્યામાં હતું.

કપતાન ગુલામ હુસેનની યોજના કાંઉસીલ આગળ રજુ કરીને તે બધાને સમજાવવાનો વખત નક્કી કરવામાં આવ્યો. થોડાવખત લગી તો તેનીયોજના બધાએ મુગે મોઢે સાંભળ્યા કરી પણ બે વર્ષમાં નાળિયેરીનો પાક તદન મુકીદઈ શકાય એ મતલબનું તેનું ખુલ્લે-ખુલ્લું બોલવું થયું ત્યારે તો તે બધા રાતા પીળા થઈ ગયા, અને બૂમે બૂમ પાડી મુકી. થોડી વારમાં બધા જરા શાંત થયા કે પેલા વૃદ્ધ ઠાકોર જેના આગળ કપતાને પહેલપેહેલીવાત કાઢી હતી, તેણે ઉભા થઈને કહ્યું; "તમારી યોજનાથી તો હમારા બધાનું નખોદ વળી જાય એમ છે; નારિયેળીનો પાક તે તો અમારી માલમતા છે; તેને તમે તજીદેવાની અમને સલાહ આપો છો કે જેથી અમે પાયમાલ થઈ જઈએ. મેહેરબાની કરીને અમારા આ શાંત અને સલાહસંપવાળા ટાપુને રામરામ

કરીને ચાલ્યા જાઓ અને તમારાં દર્શન અંહિયાં પા-છાં દેવાની તસ્દીજ નહિ લેતા; કોણ જાણે કેવા કાળ ચો ઘડિયામાં તમારા અંહિયાં પગલાં થયાં. ”

આ નાળિયેરીનાં ઝાડો કાંઉસીલની ખાનગી મીલકત હતી તે વાત કપતાન ગુલામહુસેનના ધ્યાનમાં બરોબર આવી નહિ તેને માટે તે ઘણો પસ્તાયો કારણકે એવા માણસ થોડાજ હોય કે પોતાને જાતે નુકસાન થાય એવા કાયદા કોઈ દહાડો તેઓ ઘડે. તેની યોજનાથી કાંઊસીલને જે નુકસાન થાય તેનો અવેજ આપવાનું તથા જે જગ્યાએ તે વખતે નાળિયેરીનાં ઝાડ હતાં ત્યાં બીજે પાક કરવાનું તેણે કંઈક કહેવા માંડયું પણ તેઓ કંઈ પણ સાંભળે તેવા નહોતા. તેઓએ તેને તે ટાપુમાંથી એકદમ ચાલ્યા જવાનો હુકમ કર્યો. આ હુકમ તેને માન્ય કરવો પડયો પણ તે અમલમાં લાવતાં પહેલાં તેણે ત્યાંની બીજી બધી પ્રજાને તેની યોજના સમજાવીને તેમના લાભ બતાવવાનો યત્ન કર્યો. તેછતાં ઠાકોરો સાથે વાત કરવાથી જે લાભ થયો હતો તે કરતાં લોકો સાથે વાત કરવાથી પણ કંઈ વધારે ફાયદો થયો નહિ; તેનાથી બની શકયું તે પ્રમાણે તેણે સૂર્યના અજવાળાના, સારાં ઓજારના, હળના, દાતરડાના અને સસતાં વસ્રના ફાયદા તે લોકોને સમજાવ્યા; તેનાથી બન્યું તેટલી સારી રીતે તેણે તે બધા લોકને તેમના

ખરાબ તેલને બદલે ઉપર બતાવેલી બધી સારી સારી ચીજો મળશે તે કહી બતાવ્યું પણ તેની યોજનાનું પરીણામ તેમના ટાપુના સૌથી ઉપયોગી ઉદ્યોગના નાશ શિવાય બીજું કંઇ થશે નહિ એમ તે બધાઓને લાગ્યું. તેથી તેઓ તેમના ઠાકોર સાથે ઘણી ખુશિથી એકમત થયા અને રાજા પ્રજાએ એકઠા થઇને કપતાન સાહેબને તેના વહાણપર વિદાય કર્યા.

કપતાન ગુલામ હુસેને શ્રીમત લોકોની આ મૂર્ખાઇને માટે તેમને પુષ્કળ ધિક્કારી કાઢયા અને ત્યાંથી પાછો ફર્યો. હાલપણ તેના જાણ્યા પ્રમાણે તેઓ હજુ રોગિષ્ટ હવામાં રહે છે અને તેમનાં અંધારાં ઘરોમાં દુર્ગંધ મારતા તેલના ઝાંખા દીવા બાળે છે.

આ વાર્તા રક્ષક વ્યાપારનો એક દૃષ્ટાંત છે. એક વખત જ્યાં દેશના કોઇ વ્યાપાર અથવા કારીગરીના સંબંધમાં રક્ષક ઉપાયો દાખલ કર્યા કે પછી તે ઉદ્યોગમાં જે લોકોએ તેમની મુડી રોકી હોય તથા તેમાં જેઓ મજુરિયે વળગ્યા હોય તેઓને નુકસાન કર્યા વગર તે રક્ષક નીતિ કહાડી શકાતી નથી. આ શ્રીમતો તો છેક હદ પારજ ગયા હતા. જે પરદેશી માલના આવવાથી કોપરેલના તેલના ઉદ્યોગને ધોક્કો લાગવાની તેઓ બીક રાખતા હતા તેણે તો નાળિયેરીના માલીકોને એક દહાડામાં, કયારનુંએ દેવાળું કહાડાવ્યું હોત. સૂર્યનારાયણ ઘણા ઊંચા પ્રકારનું અજવાળું આપતા હતા

એટલુંજ નહિ પણ તેની પાસે જે કોઈ જતું તેને તે વગર પૈસે બક્ષિસ કરતા. આવા વેપારી સાથે તે કયો વેપારી સ્પર્ધા કરવામાં ટકી શકે ? દેશિકારીગીરીનું રક્ષણ કરવાથી જોકે અમુક લોકને તેમનું ગુજરાન કરવામાં ફાયદો થાયછે, તોપણ તેવી નીતિ જો કાયમ રહી તો તે આખી પ્રજાને નિર્ધન કરીને છેક પાયમાલ કરી નાખેછે. જો રક્ષક વ્યાપારથી કંઈ થાય છે તો તેથી ફાયદો થવાને બદલે એ થાયછે કે મહેનત અને મુડી જે ધંધામાં ઘણાંજ ઉત્પાદક થઇ શકે તેમાં રોકાવાને બદલે તેઓ ઓછા ઉત્પાદક ધંધામાં રોકાયછે. શ્રીમતો જો વસાણાંનો પાક કરતાં હોત તો તેમની મુડી તથા મેહેનતનો સૌથી સારો ઉપયોગ થયો હોત કારણકે તેમનો દેશ તેવા પાક માટે ખાસ અનુકૂળ હતો. ઇશ્વરે જે લાભ તેમનાપર બોહોળે હાથે બક્ષ્યા હતા તે લાભનાપર પાણી ફેરવીને જે ધંધામાં તેમની મુડી તથા મેહેનત તેમને અથવા બીજા કોઈને પણ બીલકુલ ઉત્પાદક થાય નહિ તેમાં તેમને રોકીને રક્ષક નીતિનો સહુથી વિલક્ષણ ઉપયોગ કર્યો. અને જ્યારે જ્યારે પરદેશી માલની સ્પર્ધામાંથી દેશીકારીગીરીનુ રક્ષણ કરવામાં આવે છે ત્યારે આવું થોડે ઘણે દરજ્જે બને છે. ફ્રાન્સ દેશમાં પરદેશથી આવતી ખાંડ ઉપર ભારે જકાત નાંખીને તે દેશમાં ખાંડ બનાવનારાઓના ધંધાનું રક્ષણ કરવામાં આવેછે. જો એ જકાત કહાડી નાં-

ખવામાં આવે તો પરદેશની ખાંડ ત્યાં બનેલી ખાંડ કરતાં સોંઘી મળે. એટલે આ જકાતની અસર એ થઈ કે ફ્રાન્સમાં રેહેનાર સઘળા લોકો જકાત ન હોત તો ખાંડની જેટલી કીંમત આપવી પડત તેના કરતાં હંમેશા જાસ્તી કીંમત આપેછે; અને ફ્રાન્સ દેશની મેહનત અને મુડીનો અમુક ભાગ એવી ચીજ પેદા કરવાના કામમાં રોકાવાની જરૂર પડે છે કે તે ચીજ વાપરનારાઓ ઉપર આવી રીતે એક કરનો બોજો નાંખવામાં આવે છે ત્યારે તેમાં નફો પડે છે. બીજા દેશને ખાંડ બનાવવાના કામમાં ફ્રાન્સ દેશ કરતાં વધારે મદદ મળે છે. જેમ સૂર્ય દેવતા શ્રીમતોને મફત અજવાળું આપવાને તૈયાર હતો તેમ ફ્રાન્સ કરતાં બીજા કેટલાક દેશોમાં સૂર્ય, જમીન અને હવાપાણી ખાંડ ઉત્પન્ન કરવામાં મફત ઘણે દરજે મદદ કરે છે. આ મફત મળતી બક્ષીસનો ફાયદો ફ્રાન્સની ઈચ્છા હોયતો લઈ શકે પણ તેઓ કેહેછેકે "ના અમે કંઈ હેવો કુદરતનો પાડ માથે ચડાવીશું નહિ. તે અમને અમારા દેશમાંજ જેટલી મદદ આપશે તેથી વધારે અમે કંઈ લઈશું નહિ" અને આવી રીતે તેઓ મોટી બક્ષીસ લેતા નથી અને નાની બક્ષીસ લેછે. શ્રીમતોએ પણ આવુંજ કર્યું. તેઓ જોકે સૂર્ય દેવતા પાસેથી મફત અજવાળું લેવા ના પાડતા તો પણ તેની થોડી મદદ તો લેતા કેમકે તેની મદદ વગર નારિયેળીનાં ઝાડો ઉગે નહી.

# વાર્તા ૨.

## વહાણ ભાંગેલા ખલાસિયો.

કામની વેહેંચણી-વિનિમય-શું એશઆરામમાં થતો ખરચ ને બગાડ વેપારને ફાયદો કરે છે?—ચીજોનો ખપ તે કંઇ મહેનતનો ખપ નથી-ખપ અને છત-સ્પર્ધા-મુલ્ય અને કીંમત-મુલ્યના અંશો-અબાધિત વ્યાપાર-વસ્તી વધવાથી ખોરાકની કીંમત ઉપર અસર-ક્ષમમાન ઉત્પાદક શક્તિનો નિયમ-ખેતીની પેદાશની કીંમતમા વધારાની સાથે સાધિત પદાર્થોની કીંમતમાં ઘટાડો થઇ શકે.

એક વખત કપતાન ગુલામ હુસેન મુસલમાન હાજીયોનું એકવાહાણ ભરી અરબી સમુદ્રમાં થઈ મક્કે હજ કરવા જતા હતા તેવામાં એક ઉજ્જડ અને જ્યાં કોઈની વસ્તી નહિ એવા ટાપુપર તેમનું વહાણ ભાંગવાથી પોતે ઉતારૂઓ અને ખલાસી મળીને આસરે વીસજણા આફતમાં આવી પડયા. એક બાબતમાં તેઓ રોબીન્સન ક્રૂસો સરખી સ્થિતિમાં હતાં તે એ કે તેમનું વહાણ ભાગ્યું તેમાંથી તેઓ કેટલીક અગત્યની વસ્તુઓ બચાવી શકયા હતા એટલા ભાગ્યશાલી હતા, અને તે ચીજો તેમને ઘણીજ કિમતી તથા સુખ આપનારી થઈ પડી. રોબીન્સન ક્રૂસોની માફક તેઓ તેમનું વહાણ ભાગ્યું તે

પહેલાં ઘણી અગત્યની ચીજો લઈ લેવાને માટે વહાણપર બધે ફરીવળીને તલાસ કરીશકયા નહોતા; જે કંઈ કિનારે ઘસડાઈ આવ્યું તે શિવાય તેઓને બીજું કંઈ માળ્યું નહોતું તેથી તેઓને જે કંઈ માળ્યું તે ઘણુંજ ભેળસેળ હતું. તેઓએ એવો ઠરાવ કર્યો કે જેને જે જડે તે તેનો માલીક થાય. પેલા ખલાસિયો આ નિયમ ઘણી ખૂબીથી કહી બતાવતા હતા. તેઓ કહેતાકે "જે જેને જડયું તે તેના બાપનું". આ ઠરાવનું પરિણામ એ થયું કે આ નાની નાતમાં થોડી વારમાં ખરીદવાનું તથા વેચવાનું કામ ધમધોકાર ચાલ્યું. એમાંનાં ત્રણ માણસો કિનારેથી એક પેટી જોરથી ખેંચી લાવી શકયા તે પેટીમાંથી નાનાંમોટાં બુટની બાર ડઝન જોડી નીકળી. આ ત્રણ જણાઓ તો આમ ભાગ્યશાલી નીકળવાથી આ નાની સરખી પ્રજામાં મોટા મુડીવાળાઓ થઈ પડ્યા. તેમના સોબતીઓને બુટની ઘણીજ જરૂર હતી તેથી તેમને જે બીજી ઘણી અગત્યની ચીજો જડી હતી તે ચીજોમાંની કેટલીએક આ ત્રણજણાઓને બુટના બદલામાં મળી. એક માણસને શરબતની પેટી જડી હતી તેણે બુટની એક જોડીના બદલામાં તેનો એક સીસો આપ્યો. બીજા એક માણસને સુથારના ઓજારની એક પેટી જડી હતી તે માણસ ભોગ જોગે તે ઓજારનો ઘટતો ઉપયોગ કરી શકે તેવું નહોતું. આમ બીજી તરફથી પેલા જે ત્રણ જ-

ણાઓને બુટ જડ્યાં હતાં તેમાંનો એક જાતે સુથાર હ-
તો તેથી તેને સુથારનાં ઓજારની પેટી મેળવવાની ઘણી
ઈચ્છા હતી; આ કારણથી આ બેજણા એવું તો ક-
સીને વેચાણ કરવા બેઠા કે તેવું બીજા કોઈ વચ્ચે ભાગ્યે-
જ થયું હોય. પેલા સુથારે પેલા ઓજારવાળાને ઓ-
જારના બદલામાં બુટની એક જોડ આપવા માંડી. તેણે
જવાબ આપ્યો કે, ના બુટ ઘણાં કામનાં છે એ વાત
ખરી પણ મને ખબર છે કે તારી પાસે તે જથાબંદ છે;
અને મારી અટકળ પ્રમાણે મારાં ઓજારને માટે મને
એક જોડી બુટના કરતાં કંઈ વધારે મળે એમ લાગેછે.
વળી, એ ઓજાર મારી પાસેજ રાખવાનો પણ મારો
વિચાર થાયછે. હું કંઇ છેક મૂર્ખો નથી; મેં જનમારા-
થીજ સુતારનું કામ કર્યું હોત તો જેવી રીતે કરી શક્ત
તેવીજ સારી રીતે મને લાગેછે કે હમણાં પણ હું આરી
વાપરી શકું અથવા ખીલો ઠોકી શકું. આમ થયું એટલે
એ બે જણ વચે કંઈ સોદો થયો નહિ. તેમ થવાથી
પેલા ઓજારવાળાને તો ઠીક ફાવી ગયું. પેલા સુથાર શિ-
વાયના બુટવાળા બે માણસમાંના એકને એક દહાડો
જરા કામને સારૂ આરી જોઈતી હતી તે તેણે વાપરવા
આપી તેટલામાં તેને એક બુટની જોડ મળી. આ દરમિ-
યાનમાં તો આ નાના સરખા નવા વસાવેલા સંસ્થાન-
માંના આ બધા પરદેશીઓ લાકડાના ઝુંપડા કરવા મંડી
પડયા હતા. તે ઝુંપડાઓમાં તે સુતા અને પવનના

તોફાનમાંથી તેઓનો બચાવ કરતા હતા. આ ઝુંપડાં બાંધવાનું કામ ચાલતું ગયું, તેમ પેલો ઓજારવાળો માણસ જેનું નામ મહમદમિયાં હતું તેણે જોયું કે સુથારનાં ઓજાર વાપરવા આપવાના બદલામાં તો બીજાઓને જે જે જડયું હતું તેમાંથી તે ભાગ પડાવી શકતો અથવા તેના પ્રમાણમાં મજુરી કરાવી શકતો. એનું તો કામ વધી ગયું; એક આવીને કહે, "કેમ દોસ્ત, તારી કુહાડી અને લાકડાની મોગરીતો આપ, તેના બદલામાં આજ સવારે હું માછલી પકડી લાવીશ તેમાંની ત્રણ રાંધેલી માછલી આપીશ;" તો બીજો આવીને એમ કહેકે, "આજનો દહાડો તારૂં કરવત અને રંદો વાપરવા આપે તો તેટલા વખતમાં જેટલાં પાટિયાં વહેરી શકીશ તેમાંથી અડધાં પાટિયાં તને આપીશ."

આમ થોડા દહાડા ચાલ્યું એટલામાં તો મહમદમિયાં અને આખી ટોળીને એમ લાગવા માંડયું કે દરેક માણસે પોતા પોતાના સુથાર થવું એતો ઉલટું અવળું નીકળશે. કુહાડીએ વતી લાકડું કાપવા જતાં એક જણનો અંગુઠો કપઈને છુટોજ પડી ગયો તેથી તે બિચારાને તો એક મહિનાનો ખાટલો થયો. દાકતરના એક શિખાઉ "કમ્પાઉન્ડરે" કેટલાક પાટિયાં વેહેરીને રંદો મારી સાફ કરી તૈઆર કર્યાં હતાં તે બેશક કળાકોશલ્યના સંગ્રહસ્થાનમાં મોકલ્યાં હોય તો શોભે તેવાં હતાં પણ ઉષ્ણકટીબંધના વાવાઝોડા અથવા તોફાન-

ના ઝપાટા નહિ લાગે તેને માટે બારણા કરવાના કામમાં કંઈ તે ચાલે તેવાં નહોતાં. વળી વહાણ ભાંગવાથી આફતમાં આવેલા આ લોકોને માલમ પડ્યું કે ઝાડના પાટીયાં વેહેરીને રહી શકાય એવાં સારાં ઘર બાંધવા જતાં અંગુઠા અને આંગળિયો કપાઈ તથા છુંદાઈ જતાં એટલુંજ નહિ પણ, તેમના અણકિસબી કામને લીધે બીજું પણ એક મોટું નુકસાન થતું. મહમદમિયાંને જ્યારે તેની પાસેથી વાપરવા લીધેલાં ઓજારો પાછાં આપવામાં આવતાં ત્યારે તેને માલમપડતું કે તે વાપરવાની કોશિસ કરનારને જેટલું નુકસાન થતું તેટલુંજ ભારે નુકસાન તેના ઓજારોને પણ થતું; તેના કરવતના દાંતા વાંકાચુંકા થઈ ગયા હતા, તેની કુહાડીની ધાર વળી ગઈ હતી, તેની ફરસીના કકડા થયા હતા, અને બરોબર જોઈયે તે જગ્યાએ જેટલા ખીલા ઠોકાયા હતા તેટલા બીજા ભાંગી ગયા હતા અને વળી ગયા હતા અથવા તો જે જગ્યાએ નહિ જોઈએ તે જગ્યાએ ઠોકવામાં આવ્યા હતા. આવી જાતની અનેક આપદાથી દરેક જણ સમજ્યું કે આ નાના સરખા સંસ્થાનમાં સુથારને લગતું જે કંઈ કામ હતું તે જો પેલો સુથાર કરે તો ઘણું ઠીકપડે. મિયાં મહમદના ઓજાર જો પેલો સુથાર ભાડે લે તો તેથી મહમદને કંઈ નુકસાન થાય નહિ, કારણ કે પેલો સુથાર તે ઓજારનો જેવો સારો ઉપીયોગ કરે તેવો સારો ઉપીયોગ બીજો કોઈ કરીશકે

નહિ એટલે બીજા બધા કરતાં તે સુથાર તેનાબદલામાં તેને વધારેજ આપે; તે સુથારને પણ લાભ થાય, કારણ કે તે પોતાની આવડત અને હુંશિયારી તેના પોતાના ધંધામાં ઘણી સારી રીતે કામે લગાડી શકે, અને તેના સોબતિયોનું તે કામ કરે તેના બદલામાં તેઓ તેની સઘળી તંગી પુરી પાડે. વળી સુથાર જો પેલાં ઓજાર વાપરે તો આ આખા સંસ્થાનને બીજો એ લાભ થાય કે હાલતો કોઈના અંગુઠા કપાઈજતા, કોઈની આંગળિયો છુંદઈ જતી, તથા ઓજારો બગડી જતાં ને એટલું બધું થતાંએ કામતો ઘણુંજ ખરાબ થતું તેને બદલે લોકોના શરીરને વાગતું અટકે, ઓજારો બગડતાં રેહે અને તેની સાથે કામ પણ સરસ થાય અને પેલો માણસ સુથારનું કામ કરે તેના બદલામાં દરેક સ્ત્રી પુરુષ પોતપોતાની આવડત પ્રમાણે જે કંઈ બનાવે અથવા સારે ભાયેગે દરેકને જે કંઈ જડે તેમાંથી તેને તેનો ભાગ આપે; આવી રીતે કામની વેહેંચણી કરી નાખવાથી દરેકને જે લાભ થયા તે દેખીતા હતા; સુથારને પોતાનો ધંધો મુકીને શિકાર કરવા જવાની અથવા દરિયામાં માછલાં પકડવા જવાની કંઈ જરૂર રહી નહિ; આ કામ કરવામાં તેની અક્કલ બરોબર દોડતી નહોતી એટલે કોઈ કોઈવાર તો એવું થતું કે તે આખો દહાડો બહાર રખડતો તોપણ વાજુને સારૂ જોઈએ તેટલું પણ ભાયેગે ઘેર લાવતો. આ તે કેવી મુર્ખાઈ અને વખતનો ગેરઉપયોગ કેહેવાય! જો તે ઘેર

રહ્યો હોત તો તે નુરમિયાંનું ઝુંપડું તૈયાર કરી શકત અને નુરમિયાંની બીબી કે જેનુંનામ ચાંદબીબી હતું તેને સારૂ એક મજબૂત બાસટી કરી આપત અને નુરમિયાં જેને દરેક પક્ષી તથા માછલાંઓ વીશેની બધી પુરે પુરી માહીતી હતી તે પોતાને તેની સ્ત્રીને, પેલા સુથારને, અને બીજા છ સાત જણને બીજે દહાડે બેવાર ચાલે એટલો શિકાર અને માછલાં પકડી લાવી શકત; અને ચાંદબીબી કે જે જો જાતે બાસટી કરવા બેસે તો ઘણીજ કઢંગી અને ખરાબ કરી શકે તે ગુથવાના કામમાં ઘણીજ ચાલાક હોવાથી તે કામમાં લાગે તો આખા દાહાડામાં મોજાંની એક જોડ પેલા સુથારને તેની બાસટી કરવાની મેહેનતના બદલામાં ગુંથી આપી શકે. આવી તરેહના કારણોથી બધા લોકોએ મળીને એવો ઠરાવ કર્યો કે દરેક સ્ત્રી પુરૂષે, કયું કામ સૌથી સારી રીત પોતાથી થઈ શકે છે તે તેણે શોધી કાઢવું, અને તેજ કામ કરવા મંડવું. આમ થયું ત્યારે નુરમિયાં તથા બીજા બે જણા મળીને, બધાં આદમી પેટભરીને ખાય તેટલી માછલી તથા શિકાર, પુરોપાડી શકતા હતા. ચાંદબીબી ગુંથવામાં, લુગડાં સાંધવામાં તથા થીગડાંમારીને દુરસ્ત કરવામાં ઘણી હોંશિયાર હતી તેથી તેનાં તો માન વધી ગયાં. આ ટોળીમાંનો એક માણસ લુહાર હતો તેણે જોયું કે જુના લોઢાના તાંબાના, અને બીજી કંઈ પણ ધાતુના કકડા ભાંગી

ગયેલા વહાણ સાથે ઘસડાઈ આવ્યા હતા તેને ગાળી-ને તેના ખીલા, તાવી અને એવી બીજી ચીજો બનાવવાનુ કામ પોતાથી ઘણું સારૂ થઈ શકસે અને તેથી તેણે તે ધંધોમાંડયો. વળી પેલા અણકીસળી લોકોએ સુથારનાં ઓજાર બગાડી નાખ્યાં હતાં તે બધાં પણ તેણે સમારીને ઠીક કર્યાં. ટુકાણમાં દરેક સ્ત્રીપૂરૂષના મનને નિશ્ચય લાગ્યું કે તેઓ કોઈ પણ અમુક ધંધામાં બીજા બધા ધંધાઓ કરતાં ઘણું સારૂ કામ કરી શકતા. બે નાનાં છોકરાં હતાં તેઓ પણ લુહારને સારૂ તથા રાંધવાને સારૂ લાંકડાં એકઠાં કરવામાં હમેશાં બીજા જેટલીજ સખત મહેનત કરતાં હતાં; અને તેઓ વળી કીનારે જઈને ભાંગેલા વહાણમાંથી તણાઈ આવેલા લાકડાના કકડા જેની અંદર તાંબાના અથવા બીજી કોઈ ધાતુના ખીલા વિગેરે હોય તેવા કકડા સોધી લાવીને પેલા લુહારને આપતા કે તે તરત પેલી ધાતુને જુદીકાઢીને તેને ગાળીને તેનાં હરેક પ્રકારના વાસણ બનાવતો.

આ કમનસિબ વહાણમાં એક ઉતારૂ હતો તે બિચારો આવી જીંદગીને લાયક નહોતો. લાલમિયાં આવા એક ઉજડ ટાપુમાં આવી પડયો હતો તોપણ જાણે કોઈ રાજા પોતાના પલંગ ઉપર પડયો હતો તેમ નચીંત હતો. એ માણસની એવી સમજ હતી કે દર અઠવાડિયે નવી નવી રંગેલી પાઘડી પેહેરવી, દર-

રોજા નવું ઘડીબંધ સેલું કહાડવું, તુમાન તથા સરસ મલમલનો અંગરખો પણ વારેવારે બદલ્યાજ કરવો ને થોડાક દહાડા લુગડાં પેહેર્યાં કે તે ફેંકીદેવા એ વેપાર વધારવાનો સઉથી સારો રસ્તો હતો. તે બીડી પીયે તે પણ સૌથી ઊંચામાં ઉંચી જાતની, દ્રાક્ષનો શરબત પણ જેની ઘણી અછત હોય તેજ વાપરતો, ઘણાં કિમતીમાં કિમતી માંસ વાપરતો તથા કંઈ પણ ફળફળાદી તથા શાક ભાજીની મોસમ જતી રહે ત્યારેજ તે તે ખાતો હતો. પણ હાલ તેણે જોયું કે આવી રીતે વેપારને ઉત્તેજન આપવાની રીતની તેના સોબતીઓએ કદર જાણી નહિ. તે એમ ધારતો હતો કે એ ટાપુપર જે કંઈ સારી ચીજો મળી શકસે તે બધી બીજા બધા મારે સારૂ લાવશે, અને તે જો મને પસંદ પડી તો તે હું ખરીદીશ અને તેની કીંમતને માટે પોતાના દેશના શાહુકાર ઊપર ચીઠિયો આપીશ; તેથી તેના સોબતિયોએ જ્યારે તેણે આપવા માંડેલી ચીઠિયો લેવાની ચોખ્ખી નાપાડી, તથા જે સ્વાદિષ્ટ ચીજો તે મેળવવાની ઈચ્છા રાખતો હતો તે તો જે કોઇ કંઈ મેહેનત કરે અથવા તો પેલી ચીજોના બદલામાં બીજી કંઇ ચીજો આપી શકે તેનેજ મળે એવું તેને દીઠું ત્યારે તેને જે કંટાળો ઉપજ્યો તે જોવાની એ ઘડી રમુજ પડે તેવું હતું. એક દહાડો તો આખરે ભૂખ્યા ઠોકાઈ ઠોકાઈને તેણે પોતાનું આળસ મુકયું; અને સુરણની એક ગાંઠ ભુંજવા મુકી હતી તે

બરોબર થાય તે સંભાળવા પોતે બેઠો ને તે કામ કરવાના બદલામાં તે દાહાડે સાંજના બધા વાળુ કરે ત્યારે એને પણ આપવું એમ ઠર્યું. આ ઉજ્જડ ટાપુમાં કંદમૂળ પણ મુશ્કેલથી મળતાં નહોતાં અને તેઓ ત્યાં આવ્યા પછી આવી સરસ સુરણની ગાંઠ તેઓને તે દહાડે પહેલીજવાર મળી હતી તેથી બધા ખુશ ખુશ થઈ ગયા હતા, અને તે દહાડે વાળુ કરવાની ઘણી મઝા પડશે એવી ઉમેદ રાખતા હતા; તેથી તેઓએ જ્યારે જોયું કે મિયાં લાલ તો સુરણની ગાંઠને દેવતામાં ભુંજવા મુકીને એક ઝાડ તળે ઊંઘી ગયા હતા અને તેથી તે તો બળીને રાખ થઈ ગઈ હતી ત્યારે તેઓ તેના પર ઘણા ગુસ્સે, થયા દરેક જણનો મીજાસ ગયો અને અધુરામાં પુરૂ તેમાં વળી જ્યારે લાલમિયાં બોલ્યા કે" એમાં શું થયું એ ગાંઠ બળી ગઈ તો તેથી વેહેપાર રોજગારને ફાયદો થશે" ત્યારે તો કંઈ બોલવાની વાતજ રહી નહિ. પણ લાલ મિયાં કંઈ હઠે એવા નહોતા, તે તો પોતાની વાત ખરી કરવાને તકરાર કરવા મંડી પડયા અને નુરમિયાં તથા જે બીજાઓ એ ગાંઠ શોધી લાવ્યા હતા તેમના તરફ જોઈ-ને બોલ્યા કે" એમાં તમારે તો કંઈ ફરિયાદ કરવાનો હક્ક છેજ નહિ; તમે બળી ગયેલી ગાંઠ વેચી હતી અને તેના બદલામાં બધી જાત જાતની વસ્તુઓ તમને મળી હતી અને આ બળી ગઈ એટલે હવે તમે બીજી ગાંઠ લાવીને વેચશો એટલે તમને ફરીને બીજી બધી ચીજો

મળશે; જો પેહેલી ગાંઠ બળી ગઇ નહોત તો બીજી ગાંઠનો ખપ જાગત નહિ અને તમને બમણું મળત પણ નહિ.

"લાલમિયાનું આમ બોલવું થયું ત્યારે કપતાને કહ્યું. "ત્યારે લાલમિયાં, તમારા કહેવા પ્રમાણે તો આપણા બધાને સારૂ સૌથી પહેલા નંબરની વાત તો એ છે કે આપણે જે કંઈ એકઠું કરી શકિયે તેમાંનું અડધું દેવતામાં બાળી મુકવું; નુરમિયાં રખડી રખડીને જેટલી સુરણની ગાંઠ એકઠી કરી લાવ્યો હતો તે બધી ગાંઠ વેચાવાની કંઈ મુસ્કલી નહોતી; તમારી બેદરકારીનું પરિણાન એટલુંજ આવ્યું કે આજના વાળુને માટે આપણામાંના દરેક જણને બમણો ખરચ થશે અને આ વધારાનો ખરચ માથે પડવાથી તેઓ આવતી કાલના સવારના જમણને માટે જે કંઇ આપી શકત તેના કરતાં તેઓ ઓછું આપી શકશે. આ સુથારે સાંદળીબીને સારૂ આખો દહાડો લુગડાં મુકવાની ખીંટીજ તૈઆર કીધી, અને બે ડજન ખીંટિયો તૈઆર કરી તેમાંથી એક ડજન ખીંટીના બદલામાં તે જે સુરણની ગાંઠ બાળી મુકી તેમાંથી એને ભાગ મળવાનો હતો; અને બાકીની ડજન ખીટીના બદલામાં તેને આવતી કાલે સવારે જમવાનું મળવાનું હતું પણ તે એક ડજન ખીટી અત્યારના વાળુને સારૂ તેને પાછી બીજી વાર આપી દેવી પડશે. એટલે પેલી સુરણની ગાંઠ તેં બળી જવા દીધી

તેથી તેણે તેના વાળુને સારૂ જે કંઇ આપ્યું હતું તે ફોગટ ગયું અને તેટલુંજ તેને બીજી વાર અત્યારના ખાવાનાનેજ માટે આપવું પડ્યું એટલે તે પ્રમાણમાં તેની બીજું કંઇ વેચાતી લેવાની શક્તિ ઓછી થઇ અને જેમ એને આમ થયું તેવી રીતે આ ટોળીમાંના જે દરેકનો પેલી સુરણની ગાંઠમાં ભાગ હતો તેને થયું. પેલા સુથારે માત્ર એક ડજન ખીંટી કરી હોત તો હાલ તેની જેવી દશા હોત તે કરતાં હાલ બેડજન ખીંટી કરીને પણ તેની વધારે સારી સ્થિતિ નથી; માટે હું ધારૂં છુંકે જેમ વધારે ચીજો બગડે તેમ વહેપારને વધારે ફાયદો થાય એમ બોલતા તમે શરમાઓ તો સારૂં."

ગરીબ બિચારો લાલમિયાં એમ માનતો હતો કે દરેક જણને સુખી કરવાનો રસ્તો એ હતો કે તેણે જાતે કંઈ કામ કરવું નહિ, અને પેટ ભરીને ખાયાજ કરવું, તથા તેના સોબતીઓએ મેહેનત કરીને જે કંઈ પેદા કર્યું હોય તે જેમ બને તેમ જલદી પાર કરવું; આ તેનો વિચાર તેના મગજમાંથી જતાં ઘણી વાર લાગી. તેના સોબતિયો જ્યારે તેના આ વિચારની સામા થયા ત્યારેજ તેના વિચાર પ્રમાણે ચાલતાં તે અટક્યો અને તેના વિચાર બદલાયા; અને તેને ધીમે ધીમે સમજણ પડતી ગઈ કે ચીજોનો ખપ વધવાથી કંઈ મેહેનતનો ખપ વધતો નથી; અને કર્મ-

કારોએ જે વસ્તુઓ પેદા કરી હોય તેના બદલામાં બીજી વસ્તુઓ આપવાને તેમને તૈઆર હોય તેજ લોકો મેહેનતનો ખપ ખરી રીતે વધારી શકે છે. જો તમે વસ્તુઓ લો તો તે વસ્તુ પેદાકરનાર કર્મકારોને તેટલાજ મૂલ્યની બીજી ચીજો અથવા ફાયદાઓ આપવા જોઈએ, એટલેકે ખપ અને છત એક બીજાપર આધાર રાખ્યા શિવાય વધી શકે નહિ: જો ખપ વધે તો તેની સાથે સાથેજ છત પણ વધવી જોઈએ. જેમકે ચાંદબીબીને જો પેલા સુથાર પાસે એક પલંગ કરાવવો હોય તો તેણે તેને કપડાંનો એક સટ કરી આપવો જોઈએ; જો તેને વધારે ચીજની જરૂર હોય અને તેને એક પલંગની સાથે બે ખુરસી પણ જોઇયે તો તેના બદલામાં તે કપડાંનો એક સટ આપે તે કંઇ ચાલે નહિ; તેણે કપડાંના એક સટની સાથે એક ડજન મોજાંની જોડ પણ ગુંથી આપવી જોઈએ. એ પણ ધ્યાનમાં આવશે કે જો ઉત્પાદન વધે તો ખપ પણ વધે છે; જેમકે જો ચાંદબીબી ગુંથવાની કંઇ નવી રીત શોધી કાઢે કે જેથી આગળ જેટલા વખતમાં તે બે મોજાંની જોડ ગુંથી શકતી તેટલાજ વખતમાં જો તે ત્રણ જોડ ગુંથી શકે, તો બીજા લોકોએ મેહેનત કરીને તૈયાર કરેલી ચીજો ખરીદવાની તેની શક્તિ દોઢી થવાની, એટલે આવી રીતે પોતાની મેહેનતની ઉત્પાદકશક્તિ વધવાથી આ પદાર્થોને સારૂ

તેની માગણી વધે છે, એટલે એનો અર્થ એ થયો કે સામાન્ય આબાદાની અને ચીજોના ખપમાં વધારો એ હમેશાં સાથે સાથેજ બને છે પણ ખપનો વધારો તે કંઇ વધેલી આબાદાનીનું કારણ નથી. ઉલટું ખરૂં જોતાં તો ઉત્પાદન વધવાંથી જે લોકોને ફાયદો થાય છે તેઓ બીજી જાતની મહેનતથી બનેલી વસ્તુઓ લેવાને પહેલા કરતાં વધારે શક્તિવાન થાયછે. એટલે કે આબાદાનીની વધવાને લીધેજ ચીજોનો વધારે ખપ જાગે છે.

જેમ જેમ તે બેટ ઉપરના ખલાસિયો જે કામ કરવાનું પોતે માથે લીધું હતું તેમાં વધારે કુશળ થતા ગયા તેમ તેમ તેમની મહેનત વધારે ઉત્પાદક થતી ગઈ; અને તેમની મેહેનત વધારે ઉત્પાદક થઈ કે તરતજ પહેલાંના કરતાં વધારે ચિજોનું વેચાણ લેવાણ થવા માંડયું એટલે કે જ્યારે વધારે દ્રવ્ય ઉત્પન્ન થયું ત્યારે તેજ પ્રમાણમાં ચીજોના ખપ અને છતમાં વધારો થયો.

બે ત્રણ ભાગ્યશાલી ખલાસિયોને ઘઉંનો એક કોથળો જડયો હતો તેમાંના ઘંઉ દરિયાના ખારા પાણીથી કંઈ સહેજસાજ બગડ્યા હતા. આ ઘઉંનું કેટલું જતન કરવામાં આવ્યું હશે તે હરકોઈ સમજી શકશે; આ ઘઉંને સૂર્યના તડકામાં ઘણીજ સંભાળથી સુકવવામાં આવ્યા અને તે જાણે નક્કર સુનાનાં દાણા હોય તેના કરતાં પણ વધારે કીમતી હોય એમ તે ગણાયા. પહેલાંતો પાકને માફક આવે એવો જમીનનો એક લતો જે લોકને ઘંઉનો

કોથળો જડ્યો હતો તેઓએ શોધી કાઢ્યો; પછી તેઓએ તે જમીન ખોદીને વાવવા જેવી કરી અને જ્યારે તે બધાને લાગ્યું કે આ રૂતુ ઘંઉ વાવવા જેવી છે, ત્યારે ઘંઉનાં પેલા કિમતી દાણા ફળદ્રુપ જમીનમાં ઘણીજ સંભાળથી રોપવામાં આવ્યા. થોડા વખત પછી આ દાણામાંથી જ્યારે પહેલા ફણગા ફુટ્યા અને તે જમીન પર બહાર દેખાવા લાગ્યા ત્યારે દરેક જણ ખુશ ખુશ થઈ ગયા. ઘણા દહાડા થયા આ ટાપુપર કોઈએ રોટલી ચાખી નહોતી; કારણ કે વહાણ ભાંગ્યું તેવામાં થોડા દહાડામાં ખલાસિયોની બીસકીટની એક મોટી પેટી કિનારાપર ઘસડાઈ આવી હતી ખરી, પણ તે તો ક્યારની પુરી થઈ ગઈ હતી, અથવા જો બીજી કંઈ જડી હતી તો તે ખારા પાણીથી એટલી બધી ભીંજઈ ગઈ હતી કે મોમાં પણ ઘાલી શકાય તેવી નહોતી. એટલા માટે, ઘંઉ ક્યારે થાય કે આપણે ઘણે દહાડે રોટલી ખાઈયે એવી આતુરતાથી દરેક જણ રાહ જોતાહતા. જે લોક આ ઘઉનાં નાના સરખા ખેતરના માલીક હતા તેઓએ ખેતરની સંભાળ લેવામાં તેમનો લગભગ બધો વખત ગાળ્યો. તાપના દહાડમાં જ્યારે ઘંઉ કુમળા હતા ત્યારે તેઓએ તેને પાણી પાયું; અને જ્યારે લગભગ પાકીને તૈઆર થયા ત્યારે, સખત તાપથી રખેને તે પાકને નુકસાન લાગે એવું ધારી પવનના સપાટામાંથી તેનો બચાવ કરવાને વાંસની

એકમજબુત તટી ઉભી કરી. આખરે પેલા કિમતી ઘંઉ પાકયા અને તેમાંથી જરૂર જેટલો ભાગ વાવવાને સારૂ જૂદો રાખીને, આ નાના સંસ્થાનના બીજા રેહેવાસિયોની મજુરી અને ચીજોની સાથે ઘણી ભારે કિમતે બાકીના ઘંઉનો અદલ બદલો કરવામાં આવ્યો. જ્યારે ઘણે દહાડે આ બધાઓને રોટલી ખાવાની મળી ત્યારે તેનો પહેલો કોળિયો ખાતાંજ દરેક જણ ઘણાજ ખુશ ખુશ થઇ ગયા. આ રોટલી બધાને ઘણી સ્વાદિષ્ટ લાગી તેનું કારણ તો વાંચનાર ઉપર કહેલી બધી હકીકતથી સમજી ગયા હશે. ખરેખરૂં પુછો તો આ રોટલી કડુચી અને ફિક્કી લાગતી હતી અને થોડી વારમાં બધા એમ કહેના લાગ્યા કે "આવતા પાકની રોટલી તો આથી ઘણી સારી થશે" કોઈ એમ કેહેતું નહોતું કે વાહ આ રોટલી કેવી સારી થઈ છે! ઘઉનો આ પહેલો પાક જોઈએ તેવો કેમ નહિ થયો તેને માટે દરેક જણના પોતપોતાના જૂદા જૂદા વિચાર હતા; એક કહે કે તે કુમળા હતા ત્યારે તેને ઘણું પાણી સીંચવામાં આવ્યું હતું; બીજો કહે, તે જ્યારે પાકીને પરીપક્વ થવા આવ્યા ત્યારે વાંસની તટીને લીધે સૂર્યના કીરણ એનાપર જોઈએ તેવાં પડ્યાં નહિ; ત્યારે વળી ત્રીજો કોઈ કહે કે જમીન જોઈએ તેવી તૈઆર કરવામાં આવી નહોતી. આ બધા ભિન્ન ભિન્ન મતનું પરિણામ એ આવ્યું કે જે લોકને તેમના ભાગના ખાવાના ઘંઉ મળ્યા હતા તેમાંના દસ બાર જણા-

એ તેમના ભાગના ઘંઉમાંથી વાવવાને સારૂ થોડા થોડા જૂદા કાઢી રાખ્યા અને પોત પોતાના વિચાર પ્રમાણે તે વાવીને પાક કરવાનો ઠરાવ કર્યો. આમ થવાથી ઘંઉના પાકમાં તેમજ તેની જાતમાં ઘણો સુધારો થયો. પહેલી મોસમમાં જે લોકોએ ઘઉં વાવ્યા હતા તેમના અનુભવથી બીજે વર્ષે જે લોકોએ વાવ્યા તે લોકો વધારે માહીતગાર થયા હતા; અને માત્ર ચાર ગણો વધારે પાક થયો એટલુંજ નહિ પણ પેહેલા પાક કરતાં આ બખતના ઘંઉના દાણા ઘણા મોટા થયા હતા તેમજ તેની જાત પણ સારી થઈ હતી. જેમ એક પછી એક મોસમ આવતી ગઈ તેમ તેમ આ બેટપરના મુખ્ય ઉદ્યોગમાં ઘંઉ વાવવાનો પણ એક જાથુનો મુખ્ય ઉદ્યોગ થઈ પડયો અને બેશક જેમ જેમ ઘંઉનો પાક વધતો ગયો તેમ તેમ તે સોંઘા મળવા લાગ્યા; એટલે, જેઓ પોતાના ઉપયોગને માટે ઘંઉ જાતે પકવતા નહોતા તેઓને પહેલા વર્ષની મોસમનો પાક એકઠો કર્યા પછી તેમના ભાગના બદલામાં પોતાની મેહેનતનો ભાગ અથવા પોતાની કારીગરીની ચીજો આપવી પડી હતી તેકરતાં તેટલા ભાગને માટે મહેનતનો ઘણો થોડો ભાગ અથવા ઘણી થોડી ચીજો હવે આપવી પડી હતી. આ ટાપુપરના લોક જો નાણાંથી ચીજોનો અદલો બદલો કરતા હોત એટલે કંઈ મજુરી અથવા ચીજના બદલામાં નાણુંજ આપતા હોત, તો એમ કેહેવાય કે જ્યારે

ઘઉંનો પાક આગલા વર્ષ કરતાં વધારે થયો અને ખે-
તીવાડીના સાધનમાં સુધારો થતો ગયો ત્યારે ઘઉંની
કિંમત એકદમ ઘણીજ ઉતરી ગઈ. પણ, તેઓ કંઈ
નાણું વાપરતા નહોતા, પણ એકચીજના બદલામાં
બીજી ચીજ આપીને અદલો બદલો કરતા હતા, ત્યારે
કીંમત ઉતરી ગઈ એમ કંઈ આપણાથી કહેવાય નહિ;
કારણ કે અમુક ચીજ ના બદલામાં કંઈ પણ નાણું
આપિયે તેટલી તેની કીંમત કહેવાય અથવા મૂલ્યની
નાણામાં ગણના કરિયે તે તેની કિંમત. તેથી આ હકીક-
તમાં ઘંઉનું મૂલ્ય ઘટી ગયું એમ કહી શકાય;કારણકે એક
ચીજના બદલામાં અથવા સાટામાં બીજી જેટલી ચીજો
મળે તે પ્રમાણમાં તેટલું તેનું મૂલ્ય ગણાય. સાટું એટલે
નાણું આપ્યાવગર એક બીજી વસ્તુઓનો અદલો બ-
દલો કરવો તે, તેટલા માટે, આપણે જ્યારે કહિયે કે ઘઉંનું
મૂલ્ય ઓછું થયું,ત્યારે એમ કંઈ નહિ સમજવાનું કે ઘઉં-
ની ઉપયોગીતા ઓછી થઈ. અગર જો, કોઈચીજ તદ્દન
નકામી હોય તો તેનું કંઈ મૂલ્ય ઉપજે નહિ, તો પણ
અર્થશાસ્ત્રમાં, મૂલ્ય કંઈ ઉપયોગીતાથી નકી થતું નથી;
એક ચીજના સાટામાં બીજું જે કંઈ મળે તે તેનું
મૂલ્ય કહેવાય; તેટલા માટે જે દરેક ચીજનું મૂલ્ય
હોય તે ચીજ જાતે ઉપયોગી હોવી જોઈએ એટલુંજ
નહિ પણ તે મેળવવાને કેટલીક મુસ્કેલી પણ પડતી
હોવી જોઈયે. કોઈ ચીજને માટે આ મુસ્કેલી જેમ

જેમ વધારે પડે તેમ તેનું મૂલ્ય વધારે ગણાય; જેમકે, તમે દરિયા કિનારે રહેતા હો અને તમારે દરિયાના પાણિયે નાહાવું હોય તો દરિયાનું પાણી ઘરમાં મંગાવવાની કંઈજ મુસ્કેલી પડતી નથી; એક ચાકર બેચાર ઘડા સહેજ વારમાં ચાર ડગલાં આઘે જઈને ભરી લાવી શકે, એટલે આ દાખલામાં પાણીનું મૂલ્ય છેક નહિજ જેવું કહી શકાય. પણ તમે એકાદ એવા શહેર અથવા ગામડામાં રહેતા હો કે ત્યાંથી દરિયો ઘણો દૂર હોય અને ત્યાં તમને દરિયાનું પાણી જોઈએ તો તે મેળવવું ઘણું મુસ્કેલ થઈ પડે, અને જેમ તે દૂર હોય અને તે લાવવાની મુસ્કેલી વધારે પડે તેમ તેના પ્રમાણમાં પાણીનું મૂલ્ય પણ વધારે થાય; બાકી દરિયાના પાણીની ઉપયોગીતા તો બન્ને જગ્યાએ એક સરખીજ છે. તેના મૂલ્યમાં જે વધારે ઓછો ફેર પડે છે તે તે મેળવવાની થોડી અથવા ઘણી મુસ્કેલીને લીધે. તેમ આ ટાપુપર ઘહુંનું મૂલ્ય પણ ધીમે ધીમે ઓછું થતું ગયું કારણકે તે પેદા કરવાની મુસ્કેલી ઓછી થતી ગઈ. આવી રીતનો મૂલ્યમાં ઘટાડો થયો તેથી આ ટાપુમાં વસનારાઓને ઘણો લાભ થયો, કારણ કે આથી એમ થયું કે તેઓ આગળ કરતાં થોડી મેહેનત તથા થોડા અનુપભોગથી પોતાનો ખોરાક પેદા કરવાને શક્તિવાન થયા.

આ ટાપુપર ઘહુંવાવવાનો ધંધો સારા પાયાપર

ચાલ્યો એટલામાં કેટલાક ખલાસિયોએ એક ઘણીજ અગત્યની શોધ કરી. આ ખલાસીયો એ માછલાં પકડવાને એક નાની હોડી કરી હતી. તે હોડી તૈઆર થયા પછી તેઓ હમેશ માછલાં પકડવા જતા હતા તેવામાં એક પ્રસંગે તેઓ નજદિકના એક બીજા ટાપુપર ઉતર્યા. ત્યાં ઉતર્યા પછી પાણીનો ઓટ થઈ જવાથી ભરતી આવતાં સુધી તેમને ત્યાં વોબવું પડ્યું. તેટલામાં તેઓ તે ટાપુપર આમતેમ ફરવા લાગ્યા કે કંઈ ઉપયોગનું જડે તો તે પોતાને ઘેર લઈ જવાય. તેઓ આપ્રમાણે ફરતા ફરતા થોડેક ગયા એટલામાં તો કેળના ઝાડના વન ને વન તેમની નજરે પડ્યાં. આ જોઈ તેઓ ઘણાજ ખુશી થયા કે હવે તો એક ઘણીજ સારી ખોરાકની ચીજ તૈયાર જડી આવી. તેઓ તેમનાથી જેટલાં એકઠાં કરી જવાય તેટલાં કેળાં એકઠા કરી લઈ ગયા ને પોતાના ટાપુઉપર જઈ કપતાનને બતાવી ઘણી ખુશીથી બધી હકીકત કહી. પણ કપતાને જ્યારે કેળના ઝાડના ઘણી જુદી જુદી તરેહના ફાયદા કહી બતાવ્યા ત્યારે તો તેમના આનંદનો પારજ રહયો નહી કેમકે અત્યાર સુધી તો તેઓ ફકત એટલુંજ જાણતા હતા કે કેળાં ખાવા મળે તે શિવાય કેળના ઝાડનો બીજો કંઈ ઉપયોગ નથી. કપતાને તેમને કહ્યું કે કેળના ઝાડનો દરેકે દરેક ભાગ માણસને ખોરાક તથા લુગડાં પુરા પાડવાને ઉપયોગી થઈ પડશે. તેણે કહ્યું કે કેળાં પા-

ફ્ર તેમજ કાચાં ખાઈ શકાસે; પાકતા પહેલાં તેને તોડી લઈશું, તો તેની છાલ કાઢીને ચીરી કરીને તડકામાં સૂકવીને તેનો બારીક ભુકો થઈ શકસે. આમ કરવાથી તેનો ઘણોજ સરસ લોટ થશે ને તે ઘઉંના લોટનું બધું કામ સારશે; તેમજ એ ફળને પાણીમાં પલાળી મુકવાથી, માલ્ટમાંથી જેવી તરેહથી બીર થાયછે તેવી તરેહથી એક સરસ શરબત કરી શકાશે; વળી આ ફળના રસને આથો ચઢાવવાથી એક જાતનો અરક પણ થાય છે; કેળના દોડાનું શાક ઘણું સારૂ થશે અને તેના પાતરાંના રેસાનું મજબુત લુગડું પણ બની શકેછે; એવી ગણત્રી કરવામાં આવેલીછે કે કેળામાં ઘઉના કરતાં ખોરાકને લાયક પદાર્થ આપવાની શક્તિ ૧૩૩ ગણી વધારે છે. અને વળી કરવામાં ઘણી થોડી મહેનત પડેછે.

કેળનાં ઝાડો આટલી બધી તરેહથી ઉપયોગી થઇ પડશે ને તે તૈયાર કરવાની મેહનત ઘણી થોડી પડશે એ કારણથી આ શોધ આ બેટ ઉપર ઘણીજ અગત્યની થઈ પડી. કપતાને તે ટાપુપરના બધા લોકને એકઠા કર્યા ને ઉપલી બધી વાત કહીને બધાને સમજાવ્યું કે ખોરાક તથા કપડાં બન્ને મેળવવાને આ એક નવું સાધન જડી આવ્યુંછે; તેથી અનાજનો પાક કરવાને માટે તેઓને વધારે મહેનત કરવાની જરૂર પડશે નહિ. ફક્ત કેળાં પેલા બીજા ટાપુ ઉપરથી

આપણા ટાપુપર લાવવાની જે કંઈ મહેનત પડશે તે શિવાય બીજી કંઈ મહેનત વગર બધાઓને નવીજ જાતનો ઉત્કૃષ્ટ ખોરાક મળશે; વળી તેણે તેઓને કહ્યું કે આપણા સંસ્થાનમાં થોડા દહાડામાં કેળનાં ઝાડ ઠામ ઠામ જગ્યાએ કરી દઈશું એમ બધાએ નક્કી સમજવું. કપતાન જ્યારે બોલી રહ્યો ત્યારે કેટલાએક ખલાસિયોએ ખુશિના પોકારે કરી મુકયા; પણ તેણે જોયું કે ત્યાં એકઠા થયેલા બધા લોક એકસરખી રીતે ખુશી થયા નહોતા, અને તેણે જ્યારે આજુ બાજુ નજર કરી ત્યારે તેને માલમ પડયું કે જે લોકોએ તેમનો ઘણોખરો વખત તથા મહેનત અનાજ પકવવામાં ગાળ્યાં હતાં તે લોકો બીજા જે લોકો ખુશી થયા તેમની સાથે સામેલ થયા નહોતા. અનાજનો પાક કરનારના કેટલાએકનો પાક તો તેમના ખેતરમાં પાકીને તૈયાર થયલો હતો અને તે પાકનાં બદલામાં તેઓને થોડા દહાડામાં તેમના સોબતિયોએ કરેલાં લુગડાં, તથા તેમણે પકડેલાં માછલાં તથા તેઓ કરી લાવેલા શિકાર તેમજ બીજી ચીજો મળશે એવી ઉમેદમાં હતા; તેથી જ્યારે કપતાને પેલા અનાજનો પાક કરનારાઓને નિચું માથું ઘાલીને બેઠેલા દીઠા, ત્યારે તેને લાગ્યું કે, આ કેળનાં ઝાડો કે જે રોપવાને કોઇને મહેનત પડી નહોતી અથવા કોઈને અનુપભોગ ખમવો પડયો નહતો

તેમાંથી ઘણીજ સેહેલાઈથી ખાવાનું મળશે ત્યારે અનાજનો તો કોઈ ભાવ પણ નહિ પુછે; એટલે કેળનાં ઝાડની શોધ સાધારણ રીતે બધાને ઘણી ઉપયોગી થઇ પડશે અને તેઓનું દ્રવ્ય વધશે તથા તેઓ આબાદ થશે, તોપણ જે માણસોએ ઘઉં, વાવ્યા હતા તેઓને તો ખરેખરૂં નુકસાન થશે. કપતાન આ પ્રમાણે વિચારજ કરતો હતો, એવામાં અનાજનો પાક કરનારમાંનો આગેવાન માણસ ઉભો થયો અને નિચે પ્રમાણે બોલ્યો:– " મેહેરબાન હું ધારૂંછુંકે, આ ઝાડ જડયાં તેથી આપણને બધાને અજાયબ તરેહનો ફાયદો થઈ જવાનો, એમ કેહેવું એ ઘણું ભુલ ભરેલું છે. અંહિયાં અનાજ પકાવવાને હું અને મારા સોબતિયો આ ત્રણ વર્ષ થયાં વઈતરૂં કરી કરીને મરી ગયા, અને આખરે હમે અનાજ પકવ્યું. ત્યારે હવે તમારે દેશીકળાના રક્ષણને અર્થે, જે ખોરાક ઉત્પન્ન કરવામાં નહિજ જેવું ખર્ચ બેસે છે તેને બજારમાં નહિ આવવા દેવો જોઈયે; કેમકે હમે જે ખોરાક તૈયાર કર્યો છે તે પેદા કરવાને તો ઘણા દહાડા સખત મેહેનત કરવી પડેલી તથા તે ઉપરાંત અત્યંત જોખમ તથા ફિકર માથે લેવાં પડેલાં; આ પરદેશનાં કેળાં સાથે હમારૂં સ્વદેશી અનાજ પડછે બજારમાં ટકી શકે એતો અશકયજ છે; પેલા ટાપુપરથી કેળાં આ ટાપુપર બોટમાં લાવવાની જે મેહેનત પડે તેના કરતાં

ચાર ગણી મહેનત કરિયે તોપણ હમે અનાજ પકવી શકિયે નહિ; હમારો મૂખ્ય ઉદ્યોગ જે અનાજનો વહેપાર તે તદન પાયમાલ થઈ જશે, અને તે ધંધામા વળગેલા સઘળાઓનાં તેમની જરૂરિયાત પૂરી પાડવાનાં સાધારણ સાધન પણ જતાં રહેશે; મારા મેહેરબાન, હું તો કહું છું કે અનાજના જે વેપાર ઉપર આપણી આટલી બધી આબાદાનીનો અત્યાર સુધી આધાર હતો તેવા વેપારનો નાશ કરવાને બદલે જે કેળ આપણે હાથ આવે તે બાળવામાં લઈયે તો વધારે ફાયદો થાય એમ લાગે છે."

તે જ્યારે બોલી રહ્યો ત્યારે ત્યાં એકઠા થયેલામાંના ઘણા લોકો તરફથી નાપસંદગીનો ગણગણાટ નીકળ્યો પણ અનાજના પાક કરનારાઓ અને તેમના બીજા આશ્રિતોએ તાળિયો પાડીને તથા હરેક પ્રકારે તેમની પસંદગી બતાવીને તેને મુબારકબાદી આપી. હવે કપતાન શું જવાબ આપેછે તે સાંભળવા બધાએ એકી નજરે તેની તરફ જોયું. તે બોલ્યો, " જો આ કેળના ઝાડ જડ્યાં નહિ હોત તો આપણામાંના જે કોઇ પાસે પાકેલું અનાજ તૈઆર છે તેમને તેમના બદલામાં જે કંઈ મળત તે મળશે નહિ, તેમજ અનાજના પાકને સારૂ જેટલી મહેનત અત્યાર સુધી જરૂરની હતી તે હવેથી કરવી પડશે નહિ, એ કંઈ હું ના કહી શકતો નથી તેમજ હું ધારૂં છું કે કોઈપણ ના પાડશે નહિ. પણ

આપણે કંઇ એકલી એજ વાત ધ્યાનમાં લેવાની નથી. આપણે કંઈ મહેનત કરવાને જીવતા નથી, પણ જીવવાને સારૂ મહેનત કરિયે છિયે—એટલે કે આપણી જરૂરિયાતની ચીજો પૂરી પાડવાને આપણે મહેનત કરિયે છિયે. અત્યાર સુધી આપણને જેટલી મહેનત કરવી પડી છે તે કરતાં ઓછી મહેનતથી જો આપણી જરૂરિયાત પૂરી પડે તો આપણા બધાને તેટલો વધારે લાભ થાય. કાંતો આપણે ઓછી મહેનત કરિયે અને આગળ જેટલુંજ સુખ ભોગવિયે, અથવા આગળ જેટલીજ મહેનત કરિયે અને આગળ કરતાં વધારે સુખ તથા સંતોષ મેળવિયે. જેઓએ અત્યાર સુધી આટલા બધા અઠવાડિયાંઓ તથા મહિનાઓ સુધી અનાજના પાકને સારૂ મહેનત કરી છે તેઓ તેમની મહેનત રદ ગયાની ફરિયાદ કરે છે પણ એનો અર્થ એટલોજ છે, કે, જે મેળવવાને આગળ મહિનાના મહિના લાગતા તે હવે થોડા કલાક મહેનત કરે મળી શકે. અનાજનો પાક કરનારાઓ પણ, અનાજ વાપરનારાઓ છે અને તે સંબંધમાં હવે ઈશ્વરી બક્ષીસથી જાણે મફત જેવો ખોરાક મળવાથી આપણા બધાને જે લાભ થશે તેવો તેમને પણ થશેજ. હવે પછી તેઓ જે રોટલિયો ખાશે તે હાલની ઘઉંની રોટલી પેદા કરવાને જેટલા મેહેનત તથા અનુપભોગની જરૂર પડે છે તેના સોમા ભાગના મહેનત તથા અનુપભોગથી મળશે.

વળી આ કેળનાં ઝાડ જડવાથી એક નવી જાતનો પી-
વાનો પદાર્થ મળશે તેનો પણ તેઓ પૂરે પૂરો લાભ લઈ
શકશે; તેમજ લુગડાં પુરાં પાડવાંની ઘણી જરૂર હતી
તેનું આ નવું સાધન મળ્યું તેનો તેમજ જાત જાતના વ
નસ્પતિના ખોરાક બનાવી શકીશું તે બધાનો તેઓ પૂરે
પૂરો લાભ લઈશકશે. અલબત હાલ જે તેઓનો પાક તૈ-
આરછે તેનું તેઓની ધારણા પ્રમાણે તેઓને કંઈ ઉપ-
જશે નહિ પણ તેઓને થોડું ઘણું તો મળશે, અને આ
કેળનાં ઝાડથી આપણું દ્રવ્ય એકાએક વધ્યું છે તેથી
આપણને જે કંઈ જોઈયે તેના બદલામાં આગળ કરતાં
વધારે આપી શકીશું. આપણા ટાપુમાં ઉગેલા ઘહું
નકામા જશે એ બીક તો રાખવાનીજ નથી. હવે રો-
ટલી ઘણી સોંઘી મળશે માટે જેઓની પાસે ઘહું હોય
તેઓએ તેમને માટે તેમજ આપણે માટે જો બની
શકે તો તેમાંથી આપણે બધાને પસંદ પડે એવી વૈભ-
વની ચીજ બનાવીને તેમના માલની સારી કીંમત ઉપ
જાવવી એમ હું ભલામણ કરૂં છું. ઘણું કરીને સઘળી
જાતના અનાજમાંથી "માલ્ટ" તૈઆર કરી શકા
ય. માલ્ટ કરવાની રીત પણ ઘણી સાદી છે. અને જો
"માલ્ટ" તૈઆર થયા પછી તેમાંથી અરક ખેંચવા-
નું કામ ફત્તેહમદ થયું તો હું ખાત્રીથી કહું છું કે ઘહું
નું વેચાણ બંધ થઈ જવાથી તેમને જે નુકશાન થશે
તેનો બદલો અરકની કીંમતથી વળી જશે એટલુજ નહિ

પણ તે ઉપરાંત ફાયદો થશે. જો અરક જોઇયે તેવી રીતે થયો તો ઘઉંના વાવનારાઓ આપણે જે કંઈ ચીજ પેદા કરીશું તેમાંની સારામાં સારી ચીજ સાથે તેઓ-અરક નું સાટું કરી શકશે. આખો દહાડો સખત મેહેનત કર્યા પછી મારા અરકનો એક ગલાસ મળે તો તેના બદલામા આપણે શું નહિ આપિયે ? જો આ યોજના નિષ્ફળ જશે, તો બેશક આપણને નુકસાન વેઠવું પડશે; ત્યારે ઘઉંનો પાક કરવાનું પડતું મુકવું પડશે, અને અત્યાર સુધી આપણામાંના જેઓ ઘઉંનો પાક કરે છે તેઓ તેમની મહેનત બીજા ઉદ્યોગમાં કામે લગાડી શકશે. બેશક એટલી તો તમે ખાત્રી રાખજો કે આપણને ફાયદો થાય એવો નવી જાતનો ધંધો શોધી કાઢવાનું કંઈ મુશ્કેલ નથી; કેળના રેસામાંથી કાપડ બનાવવાના ઉદ્યોગમાં ઘણી ધીરજથી મેહનત કરવી પડશે, એટલે બીજા કોઈ પણ ધંધામાંથી જે કંઈ મહેનત બચશે તે બધી વણવાના કામમાં અને તેમ કરતાં પેહેલાં વળી વણવાને સારૂ જે કંઈ જરૂરનાં ઓજારો જોઈયે તે બનાવવામાં ઘણીજ ઉપયોગી થઈ પડશે. ”

કપતાન બોલી રહ્યા પછી પણ ઘઉંનો પાક કરનારાઓ ઘણા ઉદાસ દેખાયા. હાલ જે પાક તૈઆર હતો તેને માટે તો તેઓને નુકસાન થવાનું એ તેમને નક્કીજ હતું અને અરક બનાવવામાં અને લુગડું વણવા-

માં નફો મળશે એ વાત તો તેમને શેખચલ્લીના વિચાર જેવી લાગતી હતી. એમ છતાં તેમને તરત લાગ્યું કે બબડવાથી કંઈ ફાયદો થાય તેવું નહોતું; તેમના સોબતિયો તેમના ઘઉંનો કૃત્રિમ રીતે ખપ કરવામાટે વગર જરૂરનું દુઃખ ખમશે એવી આશા નહોતી. તે ઘઉંના પાક કરનારાઓના હાથમાં જો સત્તા હોત તો તે લોકો જરૂર દેશના ઉદ્યમનું રક્ષણ કરવા કાયદો ઘેંડી કાઢત અને તેમણે પકવેલા ખોરાક કરતાં જે ખોરાક ઓછી કિમ્મતે મળી શકે તેવા ખોરાકને તે બેટમાં આવતો અટકાવત. તેઓ કેળાંઓ પર જકાત નાખત અને તેથી તેની કિમ્મત પોતે પકવેલા અનાજ કરતાં વધારે કરત. આમ થાત ત્યારે દેશી ધંધાનું રક્ષણ થાત અને પરદેશની સ્પર્ધા તદ્દન બંધ થાત. પણ સારે નસીબે તેઓના હાથમાં સત્તા નહોતી કે જેથી તેઓ તેમના સોબતિયોને ઓછામાં ઓછા ખરચે એટલે ઓછામાં ઓછા મહેનત અને અનુપભોગથી પોતાની જરૂરીઆતો પૂરી પાડતા અટકાવી શકે, એટલે આખરે તેમનો કંઈ ઉપાય રહ્યો નહિ ત્યારે તેઓએ તે વાત કબૂલ કરી. આ નવા લાટની સારી રોટલી થતી હતી તથા કેળાંના કેટલાએક ઘણા સ્વાદિષ્ટ પદાર્થો થઈ શકતા હતા એ વાત તો તેમનાથી ના પાડી શકાય એવી હતી નહિ. તેમના કપતાને બતાવેલી રીત પ્રમાણે અરક બનાવવાને ઘઉં તૈયાર કરવા માંડ્યો પણ આમ કરવું પડતું હતું તે

જાણે તેમનાપર મોટો જુલમ થયો હોય તેમ તેમની રીતભાત પરથી દેખાતું હતું. તે કહેતા કે આવીરીત અરક થાય એ વાત તો મનાય એવીજ નથી અને તેથી તેઓએ પોતાના ઘઉંતેને બદલે જે કંઈ માગ્યું તે લઈને આપી દીધા. એટલામાં તે લોકોએ લુગડાં વણવાને સારૂ કેળના રેસાઓ તૈઆર કરવા માંડ્યા અને થોડા વખતમાં તે લોકો જાડું પણ ઘણું મજબૂત અને ઉપયોગી કપડું બનાવવામાં ફતેહ પામ્યા અને તે તેમના સોબતિયોને બીજી ચીજોના બદલામાં આપ્યું. એક વર્ષથી પણ ઓછી મુદતમાં પહેલાં જે ઘઉં વાવનારા હતા તેમાંનો એક પણ એવો નહોતો કે જેને પોતાના સોબતિયોને નહિ તો પોતાના મન સાથે તો કબૂલ કરવું પડ્યું નહિ હોય કે તેને કેળની શોધથી ઘણો ફાયદો થયો હતો. આ ઝાડ માલમ પડવાથી તો તે બેટ ઉપર રહેનાર દરેક જણનાં સુખ સંપત ચાર ગણાં વધ્યાં હતાં. હવે ખોરાક તો બધાને છેક મફત જેવોજ મળતો હતો. અને તેથી પહેલાં ખોરાક મેળવવાને સારૂ જે મેહેનત કામે લગાડવી પડતી હતી તેમાંની ઘણી ખરી હવે છુટી થઈ, અને તે જે ચીજોથી લોકોનાં સુખ સંપત વધે તેમાં કામે લાગી ગઈ. ઘઉં વાવવાનું કામ કંઈ બંધ કરવામાં આવ્યું નહોતું. અરક બનાવવાનું કામ ઘણું ફતેહમંદ થયું હતું અને તેને બદલે બીજી ચીજો ઘણી વધારે મળતી હતી એટલે

ઘઉંનાં ખેતરો તો ઘણાંજ નફાવાળાં થઈ પડ્યાં. કેળાંનો અરક લોકોને જે પસંદ પડ્યો તે વાતની શરૂઆતમાં ઘઉંનો અરક બનાવનારાઓ અદેખાઈ કરતા હતા. પણ ધીમે ધીમે તેઓને માલમ પડતું ગયું કે પોતાના સોબતિયો ગરીબ રહે તેથી નહિ પણ તેઓ આબાદાન થાય તેથીજ તેમને ફાયદો હતો. જે દરેક શોધથી તે પ્રજા વધારે દ્રવ્યવાન થઈ તેથી તે પ્રજામાંનાં દરેકનો હાથ વધારે છુટો થયો; દરેકમાણસને બીજા ધંધામાં મન પોરવવાને પહેલા કરતાં વધારે વખત મળ્યો; તેથી ચીજની છત વધી અને જે લોકો પાસે આવી રીતે ચીજોની છત વધી તેઓ પોતાના ખપ કરતાં જેટલું વધારે હતું તેટલું વેચી નાખવાને આતુર હતા; એટલે કે છત વધવાથી ખપ પણ વધ્યો. આ ઉપરથી અરક બનાવનારાઓ તેમજ બીજી દરેક ચીજ બનાવનારાઓને એમ માલમ પડ્યું કે જેમ તેમના સોબતિયો વધારે તર થતા ગયા તેમ સામાન્ય રીતે ચીજોનો ખપ વધતો ગયો અને તેમની અદલાબદલી પણ વધી.

આમ કેટલાએક વર્ષ વહી ગયાં અને તે દરમિયાનમાં આ નાના સંસ્થાનમાં પૈસો ને કુશળતા ઘણાંજ વધ્યાં એટલુંજ નહિ પણ માણસોની સંખ્યા પણ વધી. વહાણ ભાંગ્યા પછી જન્મેલાં છોકરાંઓનાં આખાં કુટુંબના કુટુંબો હતાં અને તેઓ ઝડપથી માણસો

અને બૈરાંઓ થયાં. વહાણ ભાંગ્યા પછી દસ વર્ષમાં એમ માલમ પડ્યું કે અસલ આવેલા લોકોમાંના બે મરી ગયાં હતાં તોપણ કુળ સંખ્યા અસલ ૨૩ હતી તેની ૫૦ થઈ હતી. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થયું હતું કે વહાણ ભાંગ્યા પછી તરતજ રોજની જરૂરિયાત પૂરી પાડવાને જેટલો ખોરાક જોઈતો હતો તેના કરતાં હવે દસવર્ષ પછી બમણાની જરૂર પડી. એ વાત ખરી હતી કે પહેલાં કરતાં ખોરાક મેળવવાનું કામ તેમને વધારે સહેલું થયુંહતું. ખાનાર તો વધ્યા હતા ખરા પણ તેમ કામ કરનારા પણ વધ્યા હતા અને વળી સૌથી સરસ અને ફાયદા કારક રીતે કામ કરવાની રીતો શોધી કાઢવાને તેમને વખત હતો. એમ છતાં પણ ખાનાર વધ્યા તેનું પરિણામ તો એ થયુજ કે પહેલાના કરતાં વધારે વખત અને મહેનત ખોરાક મેળવવા પાછળ વાપરવાની જરૂર પડી. પહેલાં તો હોંશિયાર માછી જ્યાં માછલિયો ઘણીજ જથાબંધ મળી આવતી હતી ત્યાંજ જતો અને ત્યાંથી સારા વખતમાં બેટપરના દરેક માણસને ખાવાને બસ થાય તેટલી માછલિયો થોડા કલાકમાં પકડી શકતો; પણ હવેતો આ ઝરાઓ માંની માછલીનો જથો કમી થઈ ગયો હતો અને તેથી જ્યારે માછલિયોની જરૂર પડતી ત્યારે કાંતો આ જૂના ઝરાઓમાંથી માછલી મેળવવાને વધારે વખત સુધી મહેનત કરવી પડતી અથવા તો માછલી વધારે

સહેલાઈથી અને વધારે સંખ્યામાં મળી શકે એવા આ-ઘેના ઝરા આગળ લાંબી અને કેટલીક વખતે જોખમ ભરેલી મુસાફરી કરીને જવું પડતું. આવી રીતે આઘેથી લાવેલી માછલિયો તે લાવવાને જે મહેનત કરવી પડ-તી અને જોખમ ખમવું પડતું તેના પ્રમાણમાં બીજી ચીજોના બદલામાં મળતી. જેમકે સુથારે પહેલવેહેલો પોતાનો ધંધો શરૂ કીધો તે વખતે એક વખત ખાવા-ને બસ થાય એટલી માછલીને સારૂ તેને જેટલા મૂલ્યની ચીજો આપવી પડતી તેના કરતાં હાલ હવે દસ વર્ષ પછી વધારે આપવી પડતી હતી. માછલી મેળવવાનું જોખમ અને મુશ્કેલી વધી હતી પણ સુથારના કામમાં કંઈ જો-ખમ નહોતું અને તેની મુશ્કેલી તો વળી ઓજારમાં સુ-ધારો થવાથી અને મહેનત બચાવવાનાં વિવિધ સાધનો કામે લગાડવાથી ઉલટી ઘટી હતી એટલે સુથારની અને માછલી પકડનારની મહેનતનો પહેલાં જે પ્રમાણમાં અદલોબદલો થતો હતો તેના કરતાં દસ વર્ષ પછી જૂદાજ પ્રમાણમાં અદલોબદલો થવા માંડયો. સુથારનું કામ પહેલા કરતાં ઓછા ખરચે થતું હતું પણ માછલી મેળવવા વધારે ખર્ચ કરવું પડતું; તેથી છ ખિટિયો અથવા બે લુગડાં ધોવાનાં ધોકરણાંના બદલામાં જેટલી માછલી સુથાર પહેલાં લઈ શકતો હતો તેટલીજ લેવાને હાલ તેને પેલી ચીજો કરતાં બમણી મહેનત તથા ખરચ થયો હોય એવી ચીજો આપવી પડતી;

છોકરાઓને બેસવાની બાસટી અથવા બે હલેસાંઓ આપવાં પડતાં. આ પ્રમાણે બીજી ચીજોના મૂલ્યોમાં પણ એક બીજાની સાથે સરખાવતાં ફરક પડયો. સામાન્ય રીતે જોતાં ખોરાક તૈઆર કરવાના ધંધાઓ વધારે વધારે મોંઘા પડતા ગયા એટલે કે ખોરાકનો અમુક જથો પેદા કરવાને માટે પહેલાના કરતાં વધારે મહેનત અને અનુપભોગ અને કેટલીક વખતે વધારે જોખમ પણ ખમવું પડતું પણ સિદ્ધ પદાર્થો બનાવવાના ધંધાઓમાં ખરચ કાં તો તેનો તે રહ્યો અથવા ઓછો પણ થયો. જેમ કે અમુક કલાક મહેનત કરવાથી સુથાર દસ વર્ષપર જેટલુંજ બનાવી શકતો હતો તેટલું હાલપણ બનાવતો હતો; કેળાના રેસાનું લુગડું વણનારા શરૂઆતમાં અમુક કલાકમાં જેટલું લુગડું બનાવી શકતા હતા તેના કરતા હાલ તેટલાજ વખતમાં દોઢગણુ લુગડું બનાવવા લાગ્યા. આમ થવાનું કારણ એ હતું કે તેઓ પોતાના ધંધામાં પહેલા કરતાં વધારે સુધરેલાં ઓજાર વાપરતા તેમજ વણવાના તાર પણ પહેલા કરતાં વધારે કુશળતાથી બનાવવામાં આવતા હતા. માછલી પકડવાના ધંધામાંજ ફકત જેટલી મહેનત કામે લગાડવામાં આવતી હતી તેના પ્રમાણમાં ઉત્પન્ન ઓછું થતું હતું એમ નહોતું; એથી થોડા પ્રમાણમાં કેળાનાં મુલ્યમાં પણ ખર્ચ વધવાને લીધે ફરક પડયો હતો. કેળાંના ઝાડ જયારે પહેલવહેલાં જડયાં હતાં ત્યારે

જે ઝાડો ઘણી સગવડભરેલી જગ્યાએ હતા તેનાં ફળ વાપરવામાં આવતાં. શરૂઆતમાં બેચાર ગાઉજ જવાથી જ્યારે સારાં કેળાંવાડિયાં મળતાં હતાં ત્યારે તેઓ કંઈ આઘા જતા નહોતા તેમજ જ્યારે મોટાં મોટાં કેળાં તોડી લેવાથી તેમના ટોપલાઓ ભરાઈ જતા ત્યારે કંઈ ઝીણાં ઝીણાં કેળાં એકઠાં કરવાની તેઓ તસ્દી લેતા નહોતા. પણ ધીમે ધીમે તેઓને માલમ પડ્યું કે પાસેનાં કેળાંનાં ઝાડાં ઓછાં ઉત્પાદક થતાં ગયાં. આમ થયું ત્યારે કેળાં એકઠાં કરી લાવવાનું જે લોકો કામ કરતા હતા તેઓ કેળાંના નવા ઝાડો શોધી કાઢવામાટે આઘે સુધી જવા લાગ્યા અને જેઓ તેમ કરતા નહિ તેઓ જે નાનાં ફળો એકઠાં કરવાની પહેલાં તેઓ તસ્દી પણ લેતા નહોતા તેવતી તેમના ટોપલા ભરવા લાગ્યા. વળી થોડા વખત પછી તે ટાપુ ઉપરના લોકને એમ ફિકર લાગી કે તેઓ પોતાનો ખોરાકનો જથો ઘણી ઝડપથી વાપરી નાખતા હતા અને તેથી હવે પછીનાં વર્ષોમાં ખોરાકની ખોટ પડેનહિ તેની તજવીજ કરવાની જરૂર હતી. આઉપરથી તેઓએ સૌથી સરસ જગ્યાએ આવેલી જમીનમાંથી એક મોટો કટકો સાફ કરીને ત્યાં કેળો વાવી. પછીથી પહેલાંના કરતાં ઓછી સગવડ ભરેલી જગ્યાએ આવેલી જમીનના એક કટકાના સંબંધમાં પણ તેમજ કરવામાં આવ્યું. આમ થવાનું પરિણામ એ થયું કે કેળાંનો અમુક

જથો બનાવવાને સારૂ લાગતી મહેનત અવસ્ય ધીમે ધીમે વધતી ગઈ. અને આવી રીતે ખોરાક મેળવવાની મહેનત વધી પણ સિદ્ધ પદાર્થો બનાવવાની મહેનત તો પહેલાં સરખીજ રહી, બલકે ઓછી થઈ, તેથી સિદ્ધ પદાર્થોની સાથે સરખાવતાં ખોરાકનું વિનિમય મૂલ્ય ધીમે ધીમે વધતું ગયું. બેશક એ સંસ્થાનના લોકની સંખ્યા તેની તે રહી હોત તોપણ ખોરાક મેળવવાનો ખર્ચ તો વધતજ. કેમકે પ્રથમ તો જે જગ્યાએ સૌથી ઓછી મહેનતે કેળાં મળી શકત ત્યાંથીજ તેઓ લાવત, અને જેમ તેવી જગ્યાઓપરથી પછી વધારે મળી શકત નહિ તેમ તેમ તેઓને માલમ પડત કે હવે પ્રથમના જેટલોજ ખોરાક મેળવવાને માટે પહેલાના કરતાં વધારે મહેનતની જરૂર પડે છે. માછલી પકડવાના સંબંધમાં પણ પહેલાંતો તેઓ ઘણાજ પાસેના અને ભરપૂર ઝરાઓ આગળ જાત, અને ધીમે ધીમે તેઓને માલમ પડત કે પહેલાં જેટલીજ માછલિયો મેળવવાને માટે પહેલાં કરતાં વધારે વધારે કલાક મહેનત કરવાની અથવા વધારે આઘેના ઝરાઓ આગળ જવાની જરૂર છે. પણ એવાત સ્પષ્ટ છે કે ખોરાક પેદા કરવાના ધંધાઓ (અને જમીનમાંથી ઉત્તપન્ન કરવાના સઘળા ધંધાઓ કે જેની અંદર ખેતી વાડી, ખાણો વિગેરેનો સમાવેશ થાય છે) વસ્તી એની એ હોય છે તો પણ આવી રીતે ઓછા ઉત્પાદક

થતા જાય છે તો સાથે સાથે વસ્તી પણ વધતી જતી હોય તો તેઓની ઉત્પાદક શક્તિ ઘણીજ ઝડપથી ઘટતી જાય. વળી જે લોકો કેળાં એકઠાં કરી લાવવાનું કામ કરતા તેઓને એક બીજી વાત પણ માલમ પડી; તે એ કે કેળાં એકઠાં કરવામાં પહેલાં કરતાં બમણી મહેનત કામે લગાડવાથી શરૂઆતમાં પણ કંઈ પહેલાં કરતાં બમણાં ફળ તેઓ ઘેર લાવી શકયા નહિ. પહેલવહેલાં પાંચ માણસો બે કલાકની અંદર તેમની હોડી ભરાય એટલાં કેળાંઓ એકઠાં કરીશકતા હતા પણ ચાર કલાકની અંદર કંઈ તેઓ બે હોડી ભરાય એટલાં લાવી શકતા નહોતા; એનું કારણ એ હતું કે પહેલા બે કલાકમાં તેઓ સૌથી મોટાં અને સહેલાઈથી હાથ પહોંચે એવાં કેળાંઓ એકઠા કરતા હતા. પછીના બે કલાકમાં તેઓને જરા નાનાં અને મુશ્કેલાઈથી હાથ પહોંચે એવી જગ્યામાં ઉગેલાં કેળાં એકઠાં કરવાં પડતાં. જો તમે એક ચાર છોકરાઓને બોરના એક ઝાડ આગલ લઈ જાઓ અને તેમને એક અડધો કલાક સુધી બોર લેવા દો અને તેમના લીધા પછી બીજા ચાર છોકરાઓને તેજ શરતોએ અને તેટલીજ વખત બોર લેવા દો તો તેઓ પહેલા ચાર છોકરાઓ કરતાં ઘણાજ ઓછાં બોર લઈ શકશે કેમકે પેલી પહેલી ટોળી તો સૌથી વધારે સહેલાઈથી અને ઝડપથી હાથ પહોંચી શકે એવાં બોરો એકઠાં

કરશે પણ બીજી ટોળીને તો ઉંચી ડાળિયો ઉપર બોર ખોળવાને ચઢવું પડશે. આજ પ્રમાણે આ ટાપુપર વસનારાઓ અને તેમના કેળાંઓને માટે હતું; જેમ વરસ જતું ગયું તેમ તેમ વધારે વધારે ખોરાકની જરૂર પડી, અને તે હંમેશ વધારેને વધારે મહેનત કરીને મેળવવાની ફરજ પડી. કદાચ એમ ધારવામાં આવે કે કેળાંની અમૂક સંખ્યા પૂરી પાડવાને હંમેશને માટે મહેનત વધી, એટલે કે ખોરાકની કિમ્મત વધી, તેટલા માટે લુગડાં મેળવવાનો ખરચ પણ અવશ્ય વધવો જોઈયે, કારણ કે એ ટાપુપર કેળના રેસામાંથી કપડું તૈયાર કરીને વાપરવામાં આવતું હતું. એ ખરી વાત કે જે કારણથી કેળના ફળની કિમ્મત વધી, તેજ કારણથી તેના રેસાની કિંમત પણ વધી; પણ કપડું તેઆર કરવાનો ખરજ એટલે પહેલાંથી છેલ્લાં સુધી કપડાંનો એક કકડો તેઆર કરવાને જેટલા કલાકની મહેનત લાગે તેમાં ઘટાડો થયો હતો. રેસાઓને ઝાડ આગળથી રહેવાની જગ્યાપર લાવવાની મહેનત તે, કપડું બનાવવાને લાગતી કુલ મહેતનો ઘણોજ થોડો ભાગ હતો. તે કુલ મહેનતનો $\frac{19}{20}$મો ભાગ તો વણવાને સારુ રેસાને લાયક સ્થિતિમાં આણવામાં અને ત્યારપછી તેને વણવામાં લાગતો હતો. આવા સિધ્ધ પદાર્થો બનાવવાના કેટલાએક વર્ષના અનુભવથી એવાં તો સુધરેલાં ઓજારો

વાપરતાં શિખ્યા હતા, અને એવી કુશળતાથી કામ કરતા કે જો કે રેસા મેળવવાની મહેનત વધી હતી તો પણ કપડાંનો એક કકડો બનાવવાની કુલ મહેનત ઘણી ઘટી હતી અને તે પ્રમાણમાં તેનું વિનિમય મૂલ્ય પણ ઘણું ઘટ્યું હતું

આ નાનું સંસ્થાન વસ્યા ને વીસ વર્ષ થયા પછી, તાપી નામની એક સરકારી આગબોટ ત્યાં આવી, તેના કપતાને તે આગબોટમાં એ સંસ્થાનનાં અડધાં આદમિયો સાથે લઈજવાનું કહ્યું તથા બાકીનાં અડધાં આદમી સારૂ થોડા મહિના પછી પાછી આગબોટ મોકલવાનું કહ્યું પણ ફક્ત બાર જણાયેજ આવી રીતે જવાની ઈચ્છા જણાવી.બાકી બધાઓએ કપતાનનો આભાર માન્યો પણ કહ્યું કે આ ટાપુ મુકી દઈને વળી નવી દુનિયામાં જઈને ત્યાં નવે સરથી ઘરબાર માંડવાની તથા વહેપાર રોજગાર કરવાની તેમની મરજી નહોતી. તોપણ આ આગબોટ ત્યાં આવી તેથી તે સંસ્થાનને તો બીજી રીતે ઘણો લાભ થયો કારણ કે તેના કપતાને જે કેટલીક ચીજો આપી તે તેઓને બીજે કોઈ પ્રકારે મળતે નહિ. પેલા કપતાને જે ચીજો આપી તેમાં બે બંદુક, દારૂ, તથા છરા, થોડું ઘણું જૂનું લોઢું, ચોપડિયો ભરેલું એક નાનું સરખું કબાટ, કાગળ, કલમ, તથા શાહી હતાં; આ ઉપરાંત તેણે બે બકરા, બે ઘેટાં, અને કેટલાં મરઘાં કુકડાં પણ આપ્યાં તે પણ ઘણાંજ અગત્યનાં હતાં.

આગબોટમાં જે બાર જણા ગયા તેમાં ગુલામ હુસેન પણ હતો. તે ટાપુ ઉપરના આદમિયો પાસેથી તેમનાં સગાંવહાલાંઓ ઉપર હિંદુસ્તાનમાં કાગળ પત્ર લેતો આવ્યા હતો.

અમે જ્યારે તેને મળ્યા ત્યારે તે પેલા ટાપુપર જવાનોજ વિચાર કરતો હતો; તેની મરજી તેના બાકીના દહાડાં ત્યાંજ પૂરા કરવાની હતી; તેનું એમ કહેવું થયું કે ત્યાંથી નીકળ્યા પછી તેને કોઈ દહાડો ચેહેન પડયું નથી; તેનો એવો વિચાર છે કે તે જો સાથે થોડાં ઓજાર અને યંત્રો લઈજાય અને થોડા કારીગરો પણ લઈજાય તો આ ટાપુ દુનિયામાં એક સૌથી તાલેવાન અને આબાદ સંસ્થાન જલદીથી થાય.



# વાર્તા ૩ જી.
# આનંદી બેટ.

નાણાં એ મૂલ્યનું માપ અને વિનિયમનું સાધનછે-આટાસાટાથી વિનિયમ કરવાને બદલે નાણાં વાપરવાની સઘવડ-નાણાં તરીકે વપરાતી ચીજમાં ચાર ગુણો હોવા જોઇયે; તેમાં નૈસર્ગિક મૂલ્ય હોવું જોઇયે, તેનું મૂલ્ય જેમ બને તેમ સ્થિરહોવું જોઇયે, તેનું નાના કદમાં વધારે મૂલ્ય હોવું જોઇયે, અને તેનું મૂલ્ય ઘટયા શિવાય તેના ભાગ થઇ શકે એમ જોઇયે-સાખ તથા ધીરધાર-ધીરધારનીકીંમતો ઉપર અસર-ધીરધારના વિવિધ સાધનો વેપારની તેજી તથા મંદીથી કીંમતોની થતી વધઘટ અટકાવેછે-કામની વેહેંચણી વધારવામાં નાણાંની અસર-દુકાનો.

આગલું પ્રકરણ લખાયા પછી થોડે વર્ષે પેલો ટાપુ જેને આપણે "આનંદી બેટ" કહીશું ત્યાંથી ગુલામહુસેનના કેટલાએક કાગળ આવ્યા હતા. તે ટાપુપરજ બાકીના દહાડા પૂરા કરવાની પોતાની ઈચ્છા પ્રમાણે તે ત્યાં પાછો ગયો અને સાથે એક વરાળ યંત્ર, કેટલીક તરાકો, વણવાને સારૂ સાળ, પુસ્તકો, છરી, કાતર વિગેરે કાપવાકૂપવાના ઓજાર, વિગેરે ઉપયોગી ચીજો લેતો ગયો હતો. વળી બે ઈજનેરો તથા છ સાત હોંશિયાર સ્ત્રી જે મીલમાં કામ કરીને વણાટ વિગેરે કામમાં કાબેલ થયેલી તેને પણ તેડતો ગયો હતો. તેને ખાત્રી હતી કે આ ટાપુપરના અણકસબિયોની મેહેનતથી તથા કામ ચલાઉ સાંચા કામથી થતું હતું તેના કરતાં પેલી સ્ત્રીઓ કેળાના રેસામાંથી ઘણુંજ ઉંચા પ્રકારનું કપડું કરશે. તેમજ આ નાનકડી વસ્તીમાં બે ઈજનેરો પણ કામના થઇ પડશે. તેણે એક મોટો દેખીતો સુધારો જોયો તે એ હતો કે નાણાંનું ચલણ દાખલ કરવામાં આવ્યુંહતું. આ નાણાંનું ચલણ જે રીતે દાખલ કર-

વામાં આવ્યું હતું તે વિલક્ષણ છે એટલે તેનું વર્ણન આ જગ્યાએ આપીશું.

આનંદી ટાપુમાં વસનારા આ લોકો ઘણીક તરેહના વિનિમય આટાસાટા થી કરવામાં જે અઘવડ પડતી તેને માટે ઘણા વખતથી બબડતા હતા. કેળાંવાળાને જો એક ટોપલી ભરીને કેળાંના બદલામાં એકાદ ગુંથેલું બદન જોઈતું હોય તો તેને એમ પણ બનતું કે ચાંદબીબી જે આ બદન ગુંથવામાં ઘણી કુશળ હતી તેને ત્યાં બેચાર મહિના ચાલે તે કરતાં તો વધારે કેળાંની લુમો એકઠી થયેલી હોય અને તે અગરજો કપડું દબાવવાના એક નાના સરખા પાટિયા અને ધોવાના પીપના બદલામાં એક બદન ઘણી ખુશીથી આપે પણ એકને બદલે બે ટોપલી ભરીને તેને કેળાં આપવા માંડ્યાં હોય તો બદનને બદલે એક ઝભલું પણ નહિ આપે કારણકે તેની પાસે એટલાં બધાં કેળાં હોય કે બીજાં લે તો તે તદન નકામાં થઈ પડે. જો તેઓ નાણાંનું ચલણ ચલાવતા હોત તો આ અગવડ તેઓને બિલકુલ પડત નહિ; જે માણસની પાસે કેળાં હતાં તે જે કોઈને તેની જરૂર હોત તેની પાસે કિંમત લઈને તે વેચત; તે નાણાં લઈને તે ચાંદબીબી પાસે જાત અને પોતાને જોઈતું બદન વેચાતું લેત; અને ચાંદબીબી તે નાણાં લઈને સુથાર પાસે જાત અને

પોતાને જોઈતું કપડાં દબાવવાનું પાટીયું અને ધોવાનું પીપ વેચાતું લેત. આવી રીતે વેચાણ કરવા લેવામાં નાણાં નહિ હોવાને લીધે થતા અગવડ વિષે ઘણા લોક બોલવા લાગ્યા અને બેટમાં પેદા થતી કોઈ કુદરતી ચીજને નાણાં તરીકે પસંદ કરવાની અને સઘળી આપલે તેના સાધનથી કરવાની બે ત્રણ ભલામણ કરવામાં આવી. નાણાં તરીકે નારિયેળને વાપરી જોવામાં પણ આવ્યું; તે બેટમાં નારિયેળ કંઈ જથાબંધ મળતાં નહોતાં; તે ઘણી આઘી જગ્યાઓએ ઉગતાં હતાં તેથી તે લાવવાની ઘણી મહેનત પડતી હતી અને તેમાંનું પાણી ઘણું થાક ઉતારી નાખે એવું હતું, અને તેમાંનું કોપરૂ ખાવે ઘણું તાકાત આપે તેવું હતું. તેથી આ નારિયેળો આવા ગુણોને લીધે લોકોમાં મૂલ્યવાન ગણાતાં હતાં. એટલે તેઓમાં મૂલ્યના બે જરૂરના અંશો હતા; તેઓ જાતેજ ઉપયોગી હતાં અને તેમને મેળવવાને કંઈક મહેનત પડતી હતી; અને નાણાં તરીકે વપરાતી દરેક ચીજમાં આ બે ગુણ હોવાજ જોઈયે; કારણ એ વાત તો સ્પષ્ટ છે કે લોકો મેહનત અને અનુપભોગથી મેળવેલી ચીજો કંઈ પણ મહેનત શિવાય મળે એવી અથવા જે કંઈ ઉપયોગમાં આવે નહિ એવી ચીજોના બદલામાં આપશે નહિ. પણ જો કે નારિયેળોમાં આવી રીતે "નૈસર્ગિક મૂલ્ય" નો ગુણ હતો કે જેથી સઘળા વિનિમય

કરવામાં તેને નાણાં તરીકે વાપરી શકાય તો પણ નાણાં તરીકે વપરાતી ચીજોમાં બીજા જે અવશ્યના ગુણો જોઈયે તે તેમાં એટલા તો કમી હતા કે તેને નાણાં તરીકે વાપરવાનું મુકી દેવાની જરૂર પડી. પ્રથમ તો જો કે તેઓનું "નૈસર્ગિક મૂલ્ય" ઘણું સારૂં હતું તો પણ આ મૂલ્યમાં વખતો વખત ઘણો ફેરફાર થઇ જતો હતો. ઉપયોગના સંબંધમાં જોતાં તો તેમનું મૂલ્ય ઘણું ખરૂં એનું એ રહેતું હતુ પણ તે મેળવવાની મુશ્કેલીમાં ઘણો ફેરફાર પડતો હતો. કોઈ વખતે એમ થતું કે વાપરવા લાયકનાં બધાં નાળિયેરો ખપી જતાં અને ઝાડપર રહેલાં નાળિયેરો કાચાં હોવાને લીધે જેટલાં થોડાં વાપરવાને લાયક હોય તેમનું મૂલ્ય એકદમ વધી જતું. વળી કોઈ બીજી વખતે વાવાઝોડિયાને લીધે કેટલાંએક ઝાડો ઉપડીજ જતાં અને આમ થતું ત્યારે નારિયેળો, પહેલાં તે મેળવવાને ઝાડની ટોચ ઉપર ચઢવાની જરૂર પડતી, તેના કરતાં ઘણી ઓછી મહેનતે મળી શકતાં. આવું કંઇ થતું ત્યારે નાળિયેરનું મૂલ્ય એકદમ ઉતરી જતું ત્યારે કોઈ બીજી વખતે બીજા કોઇ અકસ્માતને લીધે તેનું મૂલ્ય તેટલીજ ઝડપથી પાછું ચઢી જતું. મૂલ્યમાં પડતા આવા ફેરફારની તરેહવાર અસર થતી. જેમકે ધારો કે નુરમિયાંને સુથાર પાસે એક ચારપઈ લેવી છે અને તે તૈઆર થયેથી તેને નારિયેળની અમુક સંખ્યા આપવાનું તે કબૂલ કરેછે. ધારોકે સુથારને

ચારપઈ પૂરી કરતાં એક મહિનો થયો અને તે દરમિયાનમાં વાંદરાંઓએ ઝાડ ઉપરનાં નારિયેળોનો ઘણો ભાગ લઈ જવાને લીધે નારિયેળો પહેલાંની માફક ઘણી સહેલાઈથી અને ઘણાં જથાબંધ નહિ મળવાને લીધે તેની અછત થઈ ગઈ. આમ થયું ત્યારે નુરમિયાંને પોતાના તરફની સરત પૂરી પાડવાને ઘણું મુશ્કેલ લાગશે અને તેને જે નાળિયેર આપવાનાં હતાં તે મેળવવાને મહિના પહેલાં જેટલી મહેનત અને મુશ્કેલી પડત તેકરતાં બમણી મહેનત અને મુશ્કેલી પડશે. એટલે ખરૂં જોતાં એમ થયું કે ઠરાવ કર્યો હતો તે વખતે ચારપઈને સારૂ જેટલું આપવાને કબૂલ કર્યું હતું તેના કરતાં હવે બમણું આપવું પડશે. વળી આવી રીતેમૂલ્યમાં વારે વારે ફેરફાર પડવાથી થતી અગવડ શિવાય બીજા એક કારણને લીધે નાળિયેર નાણાં તરીકે વપરાવાને બીલકૂલ લાયક નહોતાં. ધારોકે એક નાળિયેરનું મૂલ્ય એક અડધા રૂપિયા બરાબર છે, અને ચાંદબીબી તેના જૂદા જૂદા પડોસિયો પાસે ખરીદી કરવા નીકળે છે. તેને થોડાએક ગજ કેળનું કપડું, તેનાં છોકરાં સારૂ કંઈ ચોપડિયો, કેળના રેસાના બંડલો, એક મજબૂત લાકડાની પેટી, એકાદ બે માટીના વાડકા અને કુજા તથા નાનાં મોટાં હાંલ્લાં તેમજ ગોળિયો ( એ કહેવાનું રહી ગયું કે આ લોકોએ ઘણાં સરસ માટીનાં વાસણ બનાવવા માંડયાં હતાં ) તથા લુહારને ત્યાંથી પેણી, કડછી

તથા લોટી વિગેરે લેવું છે; એટલે તેને બધું મળીને ૫૦ રૂપિયાની ખરીદી કરવી છે તો તેને સારૂ ૧૦૦ નાળીએરોનો ભારો ઉંચકીને બજારમાં જવું પડશે. આ બીબીસાહેબને ખરીદી કરવાને સો નાળિયેરો માથાપર મૂકીને જવું પડે એ શી દશા! એટલે કે તેમનાં મૂલ્યના પ્રમાણમાં નાળિયેરોનું કદ એટલું મોટું હતું કે વિનિયમનાં સાધન તરીકે તેમને વાપરવાને ઘણીજ મોટી હરકત હતી પણ આ શિવાય બીજી રીતે પણ તેની અયોગ્યતા સ્પષ્ટ હતી.

જો ચાંદબીબી પોતાની નાની છોકરીને એક દોરાનું બંડલ લેવા મોકલે કે જેની કિમ્મત એક આનો છે ત્યારે તેને નારિયેળનો $\frac{1}{2}$ ભાગ લઈ જવો પડશે. હવે નાળિયેરના દરેક ભાગનું કંઈક મૂલ્ય છે અને કાચલી શિવાય બીજા દરેક ભાગનું મૂલ્ય કાચલીમાંથી તેને બહાર કાઢયા પછી જેમ વખત જાયછે તેમ ઘટતું જાયછે તેથી આવી નાની રકમ આવવાને સારૂ નારિયેળ વાપરવું ઘણું મુશકેલ પડતું હતું. જો નારિયેળના સરખા મૂલ્યના આઠ ભાગ કરવામાં આવે તો કાચલી શિવાય આમાંનો દરેક બીજે દહાડે ઓછા મૂલ્યનો થવાનો કેમકે જેમ તે હવામાં ખુલ્લો રહે તેમ તે સુકઈને તરડઈ જાય અને આખરે છેક ખરાબ થઈ જાય. આ બધી હરકતો એટલી ભારે હતી કે આખરે એ લોકોએ ઠરાવ કીધો કે નાણાં તરીકે વાપરવાને નારિયેળ કરતાં

વધારે લાયક ચીજ જડી આવે ત્યાં સુધી આગળનીજ રીત પ્રમાણે પાછું આટાસાટાથીજ વિનિમય કરવું. એટલામાં નસીબ તેમની મદદે આવ્યું. એક દહાડો એક જૂવાન છોકરો કે જે ઘણો હોંશિયાર તારો હતો તેને બેટની એક બાજુએ કે જ્યાં કિનારો ઘણો ઉંચો અને ટેકરાટેકરી વાળો હતો ત્યાં આગળ ડુબકી મારતાં મારતાં એક પેટી જડી કે જે ઘણા વખતથી બે મોટા પથરા વચ્ચે ભરાઈ જવાથી પાણીની અંદરજ પડી રહી હતી. તે ખસેડવાનો તેણે પ્રયત્ન કર્યો પણ કંઈ ફાવ્યું નહિ. તેણે આ પોતાની શોધની વાત પોતાના જેવાજ બીજા સારા તરનારા છોકરા હતા તેમને કહી; તેઓ એક મજબૂત દોરડું લઈને ત્યાં ગયા અને તે દોરડું પેલી પેટીની આસપાસ બાંધી, કેટલાકોએ ઉપરથી તાણવા માડયું અને બાકીનાઓએ જે ખૂણામાં પેટી સજ્જડ ભરાઈ ગઈ હતી ત્યાંથી હંચકી કાઢવાનો પ્રત્યન કર્યો પણ તે નિષ્ફળ થયા અને તેઓ વીલે મોઢે ઘરે પાછા આવ્યા. ઘેર આવી તેમના દોસ્તદારોને સઘલી હકીકત કહી અને તેથી બીજે દહાડે છોકરા તથા ભાયડાઓ મળી પચીસેક આદમીની ટોળી દોરડાંઓ અને કુહાડાઓ લઈને નીકળી, કેમકે તેઓએ ઠરાવ કીધો હતો કે જો પેટી જમીનપર લાવવામાં ફતેહમંદ નહિ થઈયે તો તેને ભાંગીને તેની અંદરની ચીજો તો જરૂર લઈ આવીશું. વળી તેઓ-

એ એવો ઠરાવ કીધો કે તે પેટીમાંથી જે કંઈ કિમતી ચીજ નીકળે તો તે આ ટોળીના માંણસો વચ્ચે વહેંચી લેવી, તેમાં પેટી પહેલ વહેલી જે છોકરાએ શોધી કાઢી તેને બમણો ભાગ આપવો અને બીજે દહાડે જે છોકરાઓ તેની સાથે ગયા હતા તેને દોઢો ભાગ આપવો. કિનારાપર ઉભા રહેલાઓ ઉપરથી ખેચતા અને પાણીમાં રહેલાઓ નિચેથી ધક્કો આપતા એવી રીતે ઘણા વખત લગી કળથી તથા બળથી મહેનત કર્યાં છતાં ઘણા વખતસુધી નિષ્ફળ થયા પછી આખરે એકદમ પેટી ઉપર ઉથલી અને તેમ થતાં તેનું નિચેનું પાટિયું ઉખડી ગયું અને પથરાઓ ઉપર રૂપાનો વરસાદ વરસી રહ્યો. આમ થતાં વારને તરતજ પાણીમાં ઉભા રહેલા માણસો તેમાંની એકેક મુઠી ભરીને ટેકરાપર ઉભા રહેલા માણસો પાસે બતાવવા દોડયા. આ જોઈને તો બધા ખુશ ખુશ થઈ ગયા. તેઓમાંના બે જણા કે જે લોકો કોઈને ગેરઈનસાફ નહિ થવા દે એમ ખાત્રી હતી તેમને બધાએ એકમતે પસંદ કરી ખજાનો તેમને સોંપ્યો. તે બેજણાએ તે ખજાનો પોતાને સ્વાધીન લીધો અને બધા સિક્કા તેમની પાસે આવી રહ્યા પછી તે ગણી કાઢયા અને પહેલેથી નક્કી કીધેલા ભાગો બધાને વહેંચી આપ્યા. નાણાં બધાં કુંપની સીક્કાનાં હતાં અને તેમાં અડધા, પાવલી બેઆનિયો પૈસા પૈ વિગેરે સિક્કા હતા; અને બધી મળીને કુલ રકમ

રૂપિયા ૭૪૫૦ ની હતી. બધા મળી પચીસ માણસો હતા તેમાના એકને બમણો ભાગ આપવાનો હતો અને આઠને દોઢો ભાગ આપવાનો હતો. તેથી આખી રકમના ત્રીસ સરખા ભાગ કરવામાં આવ્યા એટલે દરેક ભાગ રૂ ૨૪૮-૫-૪ નો થયો. જે છોકરાએ પેટી વહેલવેહલી શોધી કાઢી હતી તેને બે ભાગ એટલે રૂ ૪૯૬-૧૦-૮ આપયા; જે આઠ છોકરાઓ બીજે દહાડે તેની સાથે કામે લાગ્યા હતા તે દરેકને દોઢો ભાગ એટલે રૂ ૩૧૨-૮-૦ આપ્યા. અને બાકીના સોળ જણાઓને દરેકને એકેક ભાગ એટલે રૂ ૨૪૮-૫-૪ માળ્યા.

જ્યારે તે લોકો ઘેર પોતાના સોબતિયો પાસે ગયા ત્યારે આ વાત સાંભળીને બધા રાજી રાજી થઈ ગયા. વિનિમય કરવાને માટે નાણાંની જરૂર ઘણા વખતથી લાગતી હતી અને તેથી શરૂઆતમાં જ્યારે આ બેટના વસનારાઓ વચ્ચે વહેપાર એટલો બધો કમી હતો કે તે અદલાબદલાથીજ કરી લેવાને અગવડ પડતી નહોતી તેવેવખતે જો નાણાં આવ્યાં હોત તેના કરતાં હાલ તે ઘણાં કિમતી માલમ પડયાં. એમ ધારવામાં આવે કે આવી રીતે નાણાં જડી આવવાથી તે બેટના વસનારા બધા લોકને કંઈ સામાન્ય રીતે ફાયદો નહોતો પણ જે લોકને સારા નસીબથી તે નાણાં જડયાં તેમનેજ ફક્ત ફાયદો થયો, પણ થોડા વખતમાં એમ સ્પષ્ટ

માલમ પડતું ગયું કે જે લોકને નાણું મળ્યાં હતાં તેઓ જે પ્રમાણમાં તેમને વાપરતા તેજ પ્રમાણમાં તેઓને ફાયદો થયો. જો તેઓ નાણું એક પેટીમાં રાખી મૂકતા અથવા જમીનમાં દાટી મૂકતા તો તેથી તેઓને કંઈ ફાયદો થતો નહિ. જ્યારે તેઓ તે નાણું પોતાના ઓબતિયોને આપી તેના બદલામાં તેમણે બનાવેલી ખાવાની ચીજ તથા કપડાં લેતા ત્યારેજ તે તેમના કામમાં આવતાં. આવી રીતે જે લોકો પાસે નાણું હતાં તે લોકોની તેવતી બીજા લોકોની બનાવેલી ચીજો લેવાની ઈચ્છાથી તેમજ જે લોકો પાસે નાણું નહોતાં તેઓની પોતાની બનાવેલી ચીજો આપીને અથવા ચાકરી બજાવીને નાણું મેળવવાની ઈચ્છાથી થોડા વખતમાં બેટના સઘળા લોકોમાં પેલાં નાણું વહેંચાઈ ગયાં. આવી રીતે નાણું વહેંચાઈ ગયાં તે પહેલાં તે જ્યારે થોડાનાજ હાથમાં હતાં ત્યારે ચીજોની ઘણીજ ભારે કિમ્મત આવતી હતી. જે લોકોને નાણું મળ્યાં હતાં તેમાંના કેટલાક એવા મૂર્ખા હતા કે તેઓએ કામ કરવું મૂકી દીધું અને ખોરાક અને કપડાં તો જોઈએજ તેથી તે ચીજોને માટે લોકો તેમની પાસે ભારે કિમ્મત મૂકાવતા. કોઈ માણસે પોતાના ખાવાનાને માટે કંઈ કીધું નહિ હોય અને તેની પાસે કોથળી ભરીને રૂપિયા પડયા હોય તો તે ભૂખ્યો પડી રહેવાને બદલે પોતાના પડોશીને રૂપિયો બે રૂપિયા આપીને તેના તૈયાર

કરેલા ખાવાનામાંથી પોતાને સારૂ ખાવા જેટલું લે એમાં કંઈ નવાઈ જેવું નથી. પણ જેમ ધીમે ધીમે નાણાં સરખી રીતે વહેંચાઈ ગયાં તેમ ચીજોની એક બીજાના સંબંધમાં કિમ્મતો તેમના ખરા મૂલ્યના પ્રમાણમાં આવતી ગઈ. જેમકે જ્યારે આટાસાટાથીજ કામ ચાલતું હતું ત્યારે બે હલેસાં કે જે કરતાં સુથારને એક દહાડો લાગતો હતો તેના બદલામાં કેળનાં લોટની જેટલી રોટલિયો આવી શકે તેના કરતાં અડધી એક લાકડાનું પ્યાલું કે જે બનાવતાં ફકત અડધોજ દહાડો લાગતો હતો તેનાં બદલામાં આવતી; એટલે કે બે હલેસાંનું મૂલ્ય લાકડાના પ્યાલા કરતા બમણું હતું. અને હવે જ્યારે નાણાં વપરાવા માડયાં ત્યારે હલેસાંની કિમ્મત પ્યાલા કરતાં બમણી હતી. કિમ્મતોનો દર શો હોવો જોઈયે તેનો નિચેની ત્રણ બાબતો ઉપર આધાર હોવો જોઈયે. ૧, ચલણમાં વપરાતાં નાણાંની કુલ રકમ, ૨, નાણાં સારૂ લેવાતી અને વેચાતી ચીજોનો કુલ જથ્થો, ૩, વપરાતા પહેલાં ચીજોનું વધારે અથવા ઓછીવાર વેચાણ. ચલણમાં વપરાતાં નાણાંની કુલ રકમથી સામાન્ય કિમ્મતો ઉપર અસર થવીજ જોઈએ એ વાતતો સ્પષ્ટ છે. ધારો કે મજુરી મેળવનારા લોકોની સંખ્યા તેની તેજ રહેછે, તેટલીને તેટલીજ ચીજો તેટલીજ વાર વેચાય છે પણ મજુરોને આપવાની તથા ચીજો વેચાતી લેવાની નાણાંની રકમ એકદમ બમણી થઈ જાય છે.

આમ થશે તેવારે કિમ્મતો અને મજુરીનો દર ચઢવાનોજ એટલે કે નાણાંની વેચાતી લેવાની શક્તિ કમી થવાની. જ્યારે આ લોકો નાળિયેરને નાણાં તરીકે વાપરતા હતા ત્યારે આ વાત બરાબર સમજવામાં આવતી હતી. જો કોઈપણ કારણથી નાળિયેરો જથાબંધ મળી આવતાં તો તેમનું મૂલ્ય તથા વેચાતી લેવાની શક્તિ ઘટતી. સામાન્ય કિમતોનો દર વિનિમય કરવાનાં સાધનની છતના ઉપર આધાર રાખતો હતો. હવે નાણાંની છત કંઈ વધારાય એવી નહોતી કારણ રૂપિયાની કંઈ બીજી પેટી જડે એવું નહોતું પણ બેટમાં વેપાર ધંધો તો દિવસે દિવસે વધતોજ જતો હતો; વધારે ચીજો બનાવવામાં આવતી હતી અને તે વેચવામાં તથા લેવામાં આવતી હતી; અને જેમ ધંધા વહેપારની ભીડ વધતી ગઈ તેમ ચીજોનું વપરાતા પહેલાં, વધારે વાર વેચાણ થવા માડયું. આવી હકીકતને લીધે નાણાંનું મૂલ્ય વધ્યું એટલે કે તેજ પ્રમાણમાં સામાન્ય કિમ્મતોમાં ઘટાડો થયો. નાણાંનો વાપર પહેલાના કરતાં વધ્યો; દરેક માણસને પહેલાં કરતાં વધારે વાર નાણાં વાપરવાની જરૂર પડી તેથી નાણાંનોખપ વધ્યો પણ તેની છત તો તેની તેજ રહી આમ થયું ત્યારે તેનું વિનિમયમૂલ્ય વધ્યા વગર છુટકોજ નહિ. એટલે આ બેટનો વહેપાર એક સરખી રીતે જાથુને માટે વધતો ગયો તેની સાથે ત્યાંનું દ્રવ્ય તથા આબાદાની પણ ધીરે

ધીરે વધતાં ગયાં અને તે પ્રમાણમાં સાધારણ કિંમત પણ એક સરખી રીતે ઘટતી ગઈ. આ કંઈ અજાયબ જેવી વાત નથી. જ્યાં વેહેપાર વધતો જતો હોય ત્યાં કિંમત ઘટતી જવાનું વલણ તો સઘળા દેશમાં જોવામાં આવે છે, પણ આ વલણની પૂરેપુરી અસર થતી અટકે છે તેનું એ કારણ હોયછે કે વેહેપાર રોજગાર વધવાને લીધે નાણાંનો વાપર જે પ્રમાણમાં વધેછે તેજ પ્રમાણમાં અથવા બલ્કે તેથી પણ વધારે પ્રમાણમાં નાણાં તેમજ તેને બદલે વપરાય એવી બીજી ચાજોની છત વધારી શકાય એમ હોયછે.

જેમકે વિલાયતમાં અનાજનો કાયદો રદ કર્યા પછી તથા આગગાડી ( ૧૮૪૫–૫૦) દાખલ કર્યા પછી વેહેપારમાં જે ભારે વધારો થયો તેની સાથે સાથે જુદા જુદા પ્રતિષ્ઠિત માણસોના કેહવા પ્રમાણે પંદરથી તે પચીસ ટકાસુધી સામાન્ય કિંમતોમાં પણ વધારો થયોછે.

પણ જો કેલીફોરનિયા અને આસ્ટ્રેલિયામાં ( સને ૧૮૪૮–૫૨ માં ) સોનાની મોટી શોધને લીધે સોનાની વાર્ષિક નિપજ આઠ કરોડ રૂપિયાથી સતાવીસકરોડ રૂપિયા સુધી એકાએક વધી નહિ હોત તો ઉપર પ્રમાણે બની શકત નહિ; અને એક વરસ તો સોનાની ઉપજ બતરીસ કરોડ રૂપિયા કરતાં પણ વધારે થઈ હતી. જો સોનાની છત વધ્યા વગર વેહેપાર ખીલ્યો હોત તો બેશક કિમ્મતમાં ઘણો ભારે ઘટાડો થયો હોત. તેમજ

બીજી તરફથી જો સોનાની વાર્ષિક નિપજની આ એકાએક વૃદ્ધિ વખતે વેપાર જેમ હતો તેમજ રહ્યો હોત તો સાધારણ કિમતો ઘણીજ જલદીથી ચઢી ગઈ હોત. આ બેટમાં તો વાંચનારને ખબર છે કે નાણાંની છત જરા પણ વધી શકે એમ હતુંજ નહિ તેથી વેચાણ લેવાણની સંખ્યા જેમ વધતી ગઈ તેમ નાણાંનું મૂલ્ય વધતું ગયું અને કિમતો ઘટતી ગઈ. નાણું જડ્યા પછી છ મહિને એ ટાપુપર વસનારાઓ અમુક વેચાણ લેવા કરતા હતા, અમુક માણસોને મજુરી મળતી હતી અને આ કામને સારૂ તેઓ ૭૪૫૦ રૂપિયાની રકમ વાપરતા હતા. દસ વર્ષ પછી આગળ કરતાં બમણા આદમિયોને મજુરી મળતી હતી, તથા પેહેલાંના કરતાં ત્રણ ગણી ચીજો તૈઆર કરવામાં આવતી હતી તથા વેચાતી લેવાતી હતી. પણ આટલો બધો વધેલો વેપાર ચલાવવા માટે નાણાંની રકમ તો આગળ જેટલીજ એટલે રૂ. ૭૪૫૦ ની હતી. આથી એ તો સ્પષ્ટ છે કે વેચાણને માટે પેહેલાંના કરતાં ઓછી નાણાંની રકમ વપરાવી જોઈયે અથવા બીજી રીતે કહિયે તો કિમતો તથા મજુરીનો દર ઓછા થયેલા હોવા જોઈયે. વળી સાથે સાથે વસ્તી પણ વધી; એટલે નાણાંની આગલી રકમવતીજ પેહેલાં કરતાં વધારે વેપારનાં કામો કરવાનાં થયાં એટલુંજ નહિ પણ આગળ કરતાં વધારે લોકમાં નાણાંની

આ ચોકસ રકમ હવે વહેંચાતી હતી. તેથી દરેક વખતે જ્યારે કોઈ અમુક ખરીદી થતી ત્યારે પહેલાં કરતાં થોડું નાણું એકની પાસેથી બીજા પાસે જતું એટલુંજ નહિ પણ, સરાસરી લેતાં, દરેક જણની પોતાનાં નાણાંની કુલ રકમ પણ ઓછી થઈ હતી; પરંતુ એ ધ્યાનમાં રાખવું જોઈયે કે કિમતો, તથા દરેકની નાણાંની પુંજીમાં ઘટાડો થવાની સાથે એ ટાપુની ખરેખરી દોલત તથા આબાદાનીમાં વધારો થયો હતો એટલુંજ નહિ પણ એ વધારાને લીધેજ ઉપલો ઘટાડો થયો હતો.

આ ટાપુના વસનારાઓએ જ્યારે નાળિયેર નાણાં તરીકે વાપરવા માંડવાં ત્યારે વારંવાર તેમજ એકાએક રીતે તેમનાં મૂલ્યમાં વધઘટ થવાથી જે મોટી અગવડ પડતી તે વિશે આપણે કહી ગયા. કોઈ એકાદ માણસે છ મહિનામાં સો નાળિયેર આપીને તેનું દેવું પતાવવાનું વચન આપ્યું હોય તો વખતે એમ બને કે વાંદરાંઓએ નાળિયેરનો નાશ કીધો હોય તેથી અથવા સંખ્યાબંધ નાળિયેરીઓનું નવું જંગલ જડ્યું હોય તેથી ઉપલું સાટું જે વખત કીધું હોય ત્યાર કરતાં છ મહિનામાં નાળિયેર મેળવવાની મુશ્કેલી કદાચ ઘણી વધી હોય અથવા તે ઘણી સહેલથી મળે એવું પણ થયું હોય; અને આ રીતે વેપારના જે કરારો લાંબા વખત સુધી ચાલવાના હોય તે નાણાં તરીકે વપ-

રાતી ચીજના મૂલ્યની વધઘટ ને લીધે અનિશ્ચિત થતા.

આ ટાપુમાં રૂપાના મૂલ્યમાં હવે દરરોજ વધારો થતો ગયો તેથી ઉપરના જેવીજ બીજી અગવડ પડી ખરી પણ તે અગવડ તેના જેટલી ભારે નહોતી. ધારો કે એક માણસે તેના પડોસિયે બાંધેલા એકાદ ઘરને માટે ભાડાના બદલામાં એક અમુક રકમ, જાણે દરવરસે રૂ ૧૦ ના લેખે, દસવરસ સુધી આપવાનો દસ્તાવેજ કરી આપ્યો હોય તો એટલું તો નક્કીજ કે નાણાંનું મુલ્ય ધીરે ધીરે વધવાથી દરવર્ષે તેનું ભાડું વાસ્તવિકરીતે જોતાં વધતું જશે ને છેવટે દસ વર્ષ પછી એમ થાય કે આ સાટુ કીધું હોય તેવખતે એક અમુક રકમની જેટલી ચીજો તથા મેહેનત મળી શકે તેનાથી બમણી હવે એની એજ રકમથી મળી શકે. આ પ્રમાણે જે બધા કરાર મહિના અથવા વર્ષ પછીની મુદતને સારૂ થતા હોય તે ઘણે દરજ્જે સટ્ટા જેવા બલકે જુગાર. જેવાજ થતા. લોકના મનને એટલીતો ખાત્રી હોય કે કિમતો તથા મજુરીનો દર ઓછાં થતાંજશે પણ આ ઘટાડો કેટલો જલદી તથા કેટલે લગી થશે તે તેઓ ખાત્રીથી જાણી શકે નહિ. કંઈ નહિ ધારેલા દુર્ભાગ્યથી ઉત્પાદન થતું થોડો વખત અટકે તો કિમતો બીલકુલ ઓછી થાયજ નહિ; અથવા તો કોઈ વખતે એમ બને કે વેપાર સંબંધી કોઈ નવી શોધ થવાથી ઉત્પાદનમાં અણધાર્યો ઘણોજ વધારો થાય અને તેથી ઘણી વધારે

અને ઘણીજ ઝડપથી કિંમતો ઉતરી જાય. કોઈ એમ કેહે કે બધા કરારો અવીરીતે અનિશ્ચત થવાથી કંઈ ખરેખર નુકસાન થતું નહોતું; કારણ એક બાજુને જે કંઈ નુકસાન થાય તેટલો સામી બાજુને લાભ થાય છે. જો સુલતાનઅલી બાર મહિના પછી રહીમમિયાંને રૂ ૨૦ આપવાનું વચન આપે, અને આ સાટું થયું હોય તે વખતે આ બેમાંના કોઈયે આશા રાખી હોય તેના કરતાં, વરસ આખરે, વીસ રૂપીયાંનું મૂલ્ય દસ ટકા વધે તો સુલતાનઅલી ધાર્યું હોય તે કરતાં આ સાટાથી, દસ ટકા વધારે ગરીબ થાય; પણ રહીમમિયાં દસ ટકા વધારે પૈસાદાર થયો, એટલે એમ કહી શકાય કે તરસાળે જોતાં કંઈ નુકસાન થયું નથી. પણ એ વાત ધ્યાનમાં રાખવી જોઈયે કે જ્યારે કંઈ પણ કરાર કરવામાં આવે છે ત્યારે, બન્ને પક્ષ તેમાંથી ફાયદાની આશા રાખે છે; જો તેઓને ફાયદો થવાની આશા નહિ હોય તો તો તેઓને એ સાટું કરવાની મતલબ રહેજ નહિ. બન્ને જણા ફાયદાની આશા રાખે છે એટલુંજ નહિ પણ બન્નેમાંથી એક જણની આશા બંગ થાય તો વેપારમાં તથા લોકની આબાદાનીમાં ધોકો પડે છે. સુલતાનઅલીએ જે ૧૦ ટકા ખોયા તેથી કદાચ તેનો બધો નફો તો જતો રહેવાનો અથવા તેથી તેને કદાજ નુકસાન પણ થાય: રહીમમિયાંને ધાર્યા કરતાં દસ ટકાનો વધારે ફાયદો થયો તે જન-

ણ્યાથી સુલતાનઅલીને કંઈ દિલાસો મળવાનો નહિ. છોકરૂં એકવાર દાઝયું હોય કે તે દેવતાથી બ્હીએ છે; અને તેમજ સુલતાનઅલીને અણધારી ખોટ જવાથી ત હવે પછીથી નવા કરાર કરતાં ઘણો આચકો ખાવાનો; અને તેને ખોટ ગયેલી જોઈ તેની માફક બીજા પણ બ્હીવાના અને કરાર એ એક જાતની રમત છે કે કે બે જણ વગર રમાયજ નહિ, એટલે આ પ્રમાણે વેપારને ધોકો પહોંચવાનો.

આ ટાપુમાં રૂપાના મુલ્યની અંદર હંમેશા અને જલદી વધારો થવાથી જે ગેરફાયદો થયો તેથી ત્યાંના રેહવાસિયો નાણાંને બદલે બીજી ઘણી ચીજો વાપરતાં શીખ્યા કે જેથી ચલણી નાણાંમાં વધારો થયો હોય તેના સરખીજ અસર થઈ. નાંણાંને બદલે વપરાતી આ ચીજોથી કિંમતો અને મજુરીનો દર ઓછા થઈ જતા અટકયા અને તેથી નાણાંનુ મુલ્ય વધારે સ્થીર થયું. જ્યારે કંઈ ખરીદી કરવામાં આવતી ત્યારે તરત રોકડું નાણું આપી દેવાને બદલે અમુક વખત પછી તે આપવાનું વચન લખી આપવાની રીત સાધારણ રીતે ચાલવા માંડી. થોડી મુદત પછી રોકડાં નાણાં આપવાની આ ચીઠિયો નાણાંને બદલે ચાલી શકે અને તેથી નાણાંનું કામ સરે એ કોઈને વિચિત્ર લાગે કેમકે કોઈ એમ કેહેશે કે એથી શું થયું એમાં તો ફકત રોકડાં નાણાં ચુકવી આપવાનું માત્ર થો-

ડા વખત સુધી મુલતવી રાખવામાં આવ્યું; પણ ખરે-ખરૂં જોતાં આવી ચાઠિયોથી ઘણી વખત વિનિયમ કરવામાં નાણાં બીલકુલ વાપરવાની જરૂર પડતી નહિ, અને આવીરીતે ચીજોનો એક બીજા સાથે વિનિયમ અસલના આટાસાટાના વખતની માફકજ બિલકુલ રૂપિયા આપલે કર્યા વગર થઈ શકતો. ધારોકે, નુરમિયાં શેખ મિયાં કે જે કેજના કપડાં વણનાર હતો તેનીપાસે રૂપિયા પાંચની કિંમતનું કપડું ખરીદે છે અને તે નાણું ચાર અડવાડિયાં પછી આપવાની ચીઠ્ઠી લખી આપે છે; ચાર આઠવાડિયાં પૂરાં થાય તે પહેલાં ચાંદબિબી શેખમિયાંને સારૂ તથા તેના ચાર છોકરા સારૂ લુગડાનો એક સુટ તૈયાર કરે છે; અને તેને માટે શેખમિયાં તેને એક પખવાડિયામાં રૂ. ૫ આપવાની ચીઠી લખી આપે છે. હવે જો નુરમિયાં અને ચાંદબીબી શેખમિયાં પાસેનું પોતાનું લેણું માંડી વાળવાનું કબુલ કરે તો શેખમિયાં નુરમિયાં પાસેનું પોતાનું લેણુ માંડી વાળે. એટલે આગળ જેમ સઘળી ચીજનું વિનિમય સાટાથી કરવામાં આવતું હતું તેમ કપડાનાતાકાનો અને પોશાકના જોડાનો પણ, બન્નેમાંથી એક પણ બાજુએથી નાણું એકના હાથમાંથી બીજાના હાથમાં ગયા શિવાય, અદલોબદલો થયો. બેશક, કોઈવાર એમ બનતું ખરૂં કે બે જણને એક બીજાનું દેવું હોય ત એક સરખી રકમનું દેવું નહિ હોય. દાખલા તરીકે શેખમિયાંએ સુથા-

રને રૂ ૧ આપવાનું વચન આપ્યું હોય, અને સુથારે શેખમિયાંને આના ૧૪ આપવાનું વચન આપ્યું હોય; ત્યારે આ દાખલામાં શેખમિયાંને બાકીના બે આના પેલા સુથારને રોકડા આપવા પડશે;પણ એમ છતાં એ વાત ધ્યાનમાં રાખવી જોઈયે કે બધું મળીને રૂ૧-૧૪-૦ નું વેચાણ થયું અને તે આના બેજ રોકડા કહાડવાથી થયુ, કારણ કે બાકીનું વિનિમય સાટાથી થયું. કેટલીક વાર એમ થતું કે ત્રણ ચાર જણામાં દરેક જણને દેવું હોય અને જેટલી રકમનું દેવું હોય તેટલીજ રકમનું બીજા પાસે લેણું હોય પણ જેનું દેવુંહોય તેની પાસે લેણું હોય નહિ. આ નિચલી આકૃતિપરથી આ હકીકત વધારે સ્પષ્ટ રીતે સમજી સકાશે. આ ચારમાંના દરેકને કોનું દેવું છે તે (——>) બાણ પરથી સમજાશે:—




આ ચારમાંના દરેક જણને રૂ. ૫ નું દેવું છે તેમજ તે દરેકને રૂ. ૫ નું લેણું છે. શેખમિયાંને નુરમિયાંનું રૂ. ૫ નું દેવું છે તેમ કપતાન પાસે તેટલીજ રકમનું લેણું છે, અને તે પ્રમાણે બીજા બધાને છે. હવે એક અડધી

પણ રોકડી આપ્યા શિવાય, આ ચારે જણાએ જે એકેક જણને તેના દેવા માટે ચીઠી લખી આપેલી છે તે તેઓ અદલ બદલ કરીને તેમનું લેણું દેવું પતાવી શકે. નાણાંનાં મૂલ્યની ચીજો તો તેઓ એક બીજા પાસે લઈ ચુકયાછે અને દરેકને જેટલું લેણું છે તેટલુંજ દેવુંછે, ત્યારે જો તેઓ એક બીજાનું દેવું માંડી વાળવાનું કબુલ કરે તો વિનિમય તો સાટાથીજ થયછે, અને તે કામમાં નાણું તો માત્ર એકજ રીતે ઉપયોગી થઈ પડે છે તે એ કે તે "મુલ્યના માપ" તરીકે કામ લાગે છે, અદલો બદલો કરવાના સાધન તરીકે તો તે મુદલ વપરાતુજ નથી.

આ પેટનું દ્રવ્ય અને આબાદાની જેમ જેમ વધતાં ગયાં તેમ તેમ ઉપર કહી ગયા તે પ્રમાણે નાણાંનો ઉપયોગ કોરે મુકીને ચીઠિયો વાપરવાનો અને તેનાં નાણાં ચુકવી આપવાને એક બીજા સાથે અદલાબદલી કરવાનો તથા તે રદ કરવાનો રીવાજ વધતો ગયો; અને આ પ્રમાણે ઉદ્યોગ તથા હુન્નરમાં વધારો થવાથી વિનિમયની વધારે સંખ્યા થવાને લીધે કિંમતો ઓછી થઈ જવાનું થતું વલણ અટકયું. જેમ વેપાર વધારે ધમધોકાર ચાલતો ગયો, તેમ ખરીદી કરવાને હુંડીની અથવા નાણાં આપવાની ચીઠિયોની વધારે મોટી સંખ્યા વપરાવા માંડી. આથી ચલણી નાણાંમાં ઘણેજ ઘટતે વખતે વધારો થયો અને આ વધારો

જેમ વેપાર મંદ થતો ગયો એટલે કે જે કારણથી આ વધારો થવાની જરૂર પડી હતી તે કારણ બંધ થયું. કે બંધ થયો.

વિલાયતમાં આવી તરેની ચીઠિયોથી નાણાંની આપલે કર્યા શિવાય ઘણો વેપાર ચાલે છે. લન્ડન શેહેરમાં જૂદીજૂદી બેંકો ઉપરના ચેકો એક બીજા સાથે અદલબદલ કરવાનું ખાતું છે ત્યાં દરવરસે રૂ. ૨૦૦૦૦૦૦૦૦૦૦ ની કિમ્મતના ચેકોનો અદલોબદલો થાય છે અને એક દોઢિયું પણ ખખડાવવાની જરૂર પડતી નથી. એટલે કે દર વર્ષે ઇંગ્લંડમાં કંઈ પણ નાણાંની આપલે કર્યા શિવાય ફકત ચેકથીજ રૂ. ૨૦૦૦૦૦૦૦૦૦૦ નું વેચાણ લેવાણ થાય છે. નાણાંને બદલે આવી રીતે ચેક વાપરવાની કિંમતો ઉપર અસર ચલણી નાણાંમાં એકદમ ખુબ વધારો કીધો હોય તેના સરખીજ થાય છે. એવી રીતે હુંડિયો અને બેંકનોટોથી ચલણી નાણાંમાં વધારો થવા જેવુંજ થાય છે અને તે જો વપરાતાં બંધ થાય તો કાંતો કિંમતો ઉતરી જાય અથવા તો વાપરમાંથી કાઢી નાખેલી ધીરધારની આ રીતોના જેટલીજ વિનિમયશક્તિવાલી સોના અને રૂપાની રકમ ચલણમાં વધારવી પડે.

નાણાંનાં વાપરથી અને ધીરધારથી વિનિમય કરવામાં આ બેટમા જે ફેરફાર થયા તે ઘણા અગ-

ના હતા. પહેલાંના કરતાં કામની વહેંચણી ઘણી સારી રીતે થઈ. જ્યારે આટાસાટાથીજ કામ કરવું પડતું હતું ત્યારે તમારી પાસે જે ચીજ વેચી દેવાની હોય તેના બદલામાં તમારે જે ચીજો જોઈયે તે તરત નહિ મળી આવવાનું જોખમ એટલું બધું હતું કે લોકો પોતાને જોઈતા ખોરાક વિગેરેના સંબંધમાં બીલકુલ બીજા લોકોનીજ મહેનત ઉપર આધાર રાખવાને તૈઆર થતા નહિ. આથી દરેક સ્ત્રી પુરૂષ પોતાનો ખાસ ધંધો ગમે તે હોય તો પણ હમેશાં પોતાનો થોડો વખત પોતાને ખાવાના પદાર્થ તૈઆર કરવામાં રોકતા. પણ જ્યારે નાણાં બધે વપરાવા માંડ્યાં ત્યારે આમ કરવાની જરૂર રહી નહિ. દરેક માણસ પોતે બનાવેલી ચીજ નાણાંને સારૂ વેચતો અને તે નાણાંમાથી પછી બીજાની મહેનતથી બનેલી ચીજો લેવાને શકિતમાન થતો. કોઈ માણસ પાસે હલેસાં વેચવાનાં હોય અને તેને ડગલો જોઈતો હોય તો હવે પહેલાંની માફક જે માણસને ડગલો આપી દેવાનો હોય અને હલેસાં જોઈતાં હોય તેવા માણસને ખોળવાની જરૂર રહી નહિ. તે જે કોઈ માણસને હલેસાં જોઈતાં હોય તેને નાણાં સારૂ વેચતો અને આ નાણાંથી જે કોઈ માણસ પાસે ડગલો વેચવાનો હોય તેની પાસેથી નાણાં આપીને ડગલો લેતો. આ પ્રમાણે જેમ કામની વહેંચણ વધારે થતી ગઈ તેમ દુકાનો

ઉધઈ અને તેથી જે કોઈ માણસને ખોરાક, લુગડાં, અથવા એવી જે કંઈ ચીજ તે બેટમાં બનાવવામાં આવતી હતી તે જોઈયે તો તે ક્યાં મળશે તેની તેને ખબર પડવા લાગી. આમ થવાથી વખત અને મહેનતનો ઘણો બચાવ થયો અને તેથી આ બેટની ધંધા સંબંધી આબાદાનીમાં ઘણો વધારો થયો. કારણ કે એ યાદ રાખવું જોઇયે કે ઉત્પાદનમાં મહેનત જે કામ બજાવેછે તેમાં ચીજોની જે ઠેકાણે જરૂર છે અને તે લેનારાઓ જાણે છે કે આ જગ્યાએ મળશે તેવે ઠેકાણે લાવવાનું કામ પણ અગત્યનું છે. જે એક દિવસમાં પાંચ રૂપિયાની કિમંતની ચીજો બનાવી શકે તેને જો પોતાના રોજના ખાવાના પદાર્થો કોની પાસેથી લેવા તે ખોળવામાં રોજ એક કલાક ગાળવો પડે તો કેવો વખત પાણીમાં જાય. જૂદી જૂદી જાતની ચીજો દુકાનોમાં એકઠી કરી રાખવામાં આવે તો તે ધંધાવેપારના હકમાં ઘણુંજ સારૂં છે

આથી વાંચનારના ધ્યાનમાં આવશે કે ગુલામ હુસેન જ્યારે પાછો આવ્યો ત્યારે તેને કેવો મોટો ફેરફાર માલમ પડયો. આટાસાટાની કઢંગી રીત મુકી દઈને લોકો નાણાંવતી વેચાણ લેવાણ કરતા હતા. અને નાણાંને બદલે હુંડી, ચીઠી વિગેરે ધીરધારની જૂદી જૂદી રીતો વાપરતા હતા અને શુશોભીત દુકાનોમાં પરચુરણ સામન વેચતા હતા એમ તેને માલમ પડ્યું. તેના પાછા આવ્યા પછી જે ફેરફાર થયો તે આવતા પ્રકરણમાં બતાવીશું.

# વાર્તા ૪.

## પરદેશ સાથેના વેપારનો આ ટાપુના લોકોનો અનુભવ.

પરદેશ સાથેના વેપારનો ફાયદો માલ મોકલનાર દેશમાં વધારે સોનું રૂપું આવે તેમાં રહ્યેલો નથી પણ તેનો ફાયદો એ છે કે દરેક દેશ પોતાની જરૂરિયાતો ઓછે ખરચે પુરી પાડી શકે છે કેમકે બીજી પ્રજાઓ કરતાં જે ધંધાઓમાં તેમને વધારે ફાવી શકે તેવું હોય અને તેમ નહિ તો આખિરે જે ધંધામાં સૌથી ઓછી અગવડતા હોય તેવા ધંધાઓમાં પોતાની મહેનત તથા મુડીનો ઉપયોગ કરવાની તેમને તક મળેછે. પરદેશ સાથે વેપાર કામની વેંહેંચણીનો એક દાખલો છે.

કપતાન ગુલામ હુસેન દેશી ખારવાઓ સાથે સાંચાઓ વિગેરેથી પોતાનું વહાણ ભરીને આવ્યા તે જોઈને પેલા ટાપુમાં વસનારાઓ ઘણાજ રાજી થઈ ગયા. આ વહાણ જોઈને તે ટાપુના છોકરાઓ ખાસ ખુશી થયા, અને તેના ખારવાઓ ઉપર થોડી મુદતમાં બન્નેનો સારો ભાવ બેઠો. દસ બાર છોકરાઓ તો આ વહાણ કે જેનું નામ **વિજળી** હતું તે પહેલવેહલું પાછું બહાર ગામ સફરે કયારે જાય છે તેને માટે આતુરતાથી રાહા જોતા હતા, કારણ કે દરેક જણને આશા હતી કે ખલાસી તરીકે મને લઈજશે. કપતાન ગુલામ હુસેનને

આ ટાપુમાં આવ્યાને ઝાઝા દહાડા થયા નહિ એટલામાં તો આ ટાપુના ઉદ્યોગની દરેકે દરેક નિપજ થોડી થોડી ભરીને વહાણ **ઝાંઝીબાર**ની મુસાફરિયે નિકળ્યું. આમાં કેળાં તથા કેળાંનો લોટ તેમજ શરબત, કેળનાં જુદી જુદી તરેહનાં કપડાં, લાકડાનો કેટલોક ઘણો સુંદર સરસામન વિગેરે ઘણી ચીજો હતી કે તે બધી અહીં ગણાવતાં પાર આવે નહિ. વહાણ હંકારતા પહેલાં જે માણસને કપતાન નીમ્યો હતો તે, જે દરેક માણસે વહાણમાં થોડો ઘણો માલ આપ્યો હતો તે દરેકને મળ્યો, અને તેમના માલને બદલે તેમને શું મંગાવવું હતું તે પુછી લીધું. આ નવો નીમાયલો કપતાન પહેલવહેલા સુથારને મળવા ગયો; સુથારે પોતાની કરેલી ચીજોના **ઝાંઝીબાર**માં રૂ ૨૦ વીસ ઉપજશે એમ અટકળ બાંધી હતી. કપતાને સુથારને કહ્યું "તારા માલના બરાબર રૂ ૨૦ ઉપજશે એમ લાગેછે, તે રૂપિયાનું હું તારે સારૂ શું લાવું?" પેલા સુથારે જવાબ દીધો, "વળી બીજું શું લાવવાનું છે? રોકડા વીસ રૂપિયા, અથવા તેથી જેટલા વધારે ઉપજે તેટલા; તમે મારે સારૂ જેટલા રૂપિયા લાવશો તેમાંથી સેંકડે પાંચ રૂપિયા તમને કાપી આપીશ." કપતાને કહ્યું, ઠીક ત્યારે. દરેક જણ સાથે એ પ્રમાણે ગોઠવણ થઈ. કારણકે બધા એમ ધારતા હતા કે તે વહાણ જ્યારે સઘ-

જો માલ વેચીને પાછું આવશે, અને જે જે માણસે સામન મોકલેલો તે દરેકને તેના પૈસા મળશે, ત્યારે પ-છી તેમને જે કંઈ જોઈયે તે તેમના પાડોસી પાસેથી વેચાતી લઈ શકશે, અને તેથી ચીજો વેચવાથી આ-વેલાં નાણાં આંઝીબારમાં વાપરી નાખવા કરતાં ઘેર આણવાં એ વધારે ઠીક છે. આવા વિચારથી તેઓએ કહ્યું કે આપણે સારૂ જે કંઈ જોઈયે તે આપણે હાથે, તૈયાર કરી શકિયે છિયે ત્યારે તે આપણે આંઝીબારથી શું કરવા મંગાવવું જોઈયે.

આ પ્રમાણે આખરે તે ટાપુના દરેક સ્ત્રી પુરૂષની તથા છોકરાંની આસરે એક મહિનાની મેહનતથી તૈયાર થયેલી ખેતીવાડીની તેમજ સિદ્ધ પેદાશ ભરીને પેલું વહા-ણ ત્યાંથી હંકારાયું. દરેક જણે કંઈ કંઈ ચીજ મોકલી હ-તી, અને દરેક જણ આતુર હતું કે તે વહાણ પાછું તે ટા-પુમાં કયારે આવે કે તે ટાપુમાં દ્રવ્ય અને (તેમના ધાર-વા પ્રમાણે) ઉપભોગ વધે. જો છોકરાંઓ તેમનાં માબા-પને ઉજાણી કરવાનું કહે તો તેમને પેલાં જવાબ આપે કે "વહાણ પાછું આવે ત્યાં સુધી રાહા જુઓ." નુરમિયાં તથા ચાંદબીબી તેમના ઘરમાં એક ઓરડો વધારવા માગતાં હતાં પણ તેમણે વિચાર કર્યો કે પેલું વહાણ પાછું આવે ત્યાં સુધી રાહા જોઈયે, કારણ કે વહાણ આવશે કે આપણી પાસે નાણું આવશે એટલે ઊંચો સામન ખ-રીદી શકાશે અને વળી હુંશિયાર કારીગરોને કામે લગા-

ડીઠું. આખરે થોડા દિવસમાં **વિજળી** પાછી આવતી નજરે પડી ને થોડા વખતમાં ટાપુની દક્ષિણ દિશાના નાના સરખા બંદરમાં આવી પહોંચી. કપતાન કિનારે આવ્યો. કંઈ માલ ખાલી કરવાનો નહોતો એટલે કંઈ વાર પણ લાગી નહિ. કિનારે લાવવાનું તો માત્ર દરેક જણ-ની દરેક ચીજને માટે ઉપજેલી રકમ તથા દરેક જણને આપવાની રકમ લખેલો એક કાગળ અને એક ભારે તીજોરી એટલાં બેજ વાનાં હતાં. તેમણે ધારેલી કિંમત કરતાં તેમના માલની લગભગ બમણી કિંમત ઉપજી હતી તે જોઈને આ લોકો તો ઘણાજ હરખાયા. કપતાને કહ્યુંકે **ઝાંઝીબાર**માં તો રૂપિયા કાંકરાને હિસાબે છે. જ્યારે ટીપ વાંચી સંભળાવવામાં આવી અને તીજોરી ઉઘાડવામાં આવી, ત્યારે દરેક જણને ઠીક રકમ મળી. સુથારને રૂપિયા ૪૦, નુરમિયાં અને ચાંદબીબીને ૩૭ અને સૌથી સારા વણકરને ૨૦ માળ્યા. દરેક માણસ-ને કંઈ કંઈ પણ માળ્યું અને નાનાં છોકરાંઓએ જેમણે રમકડાં બનાવીને વેચવા મોકલ્યાં હતાં તેમને પણ રૂપિ-યો બે રૂપિયા માળ્યા.

વહાણ પાછું આવ્યાની ખુશીનો ઉભરો જરા શ-મ્યો કે આ નવી મળેલી દોલતનો શો ઉપયોગ કરવો તે-નો દરેક જણ વિચાર કરવા લાગ્યું. એક ડોશાને ચાં-દબીબી પાસે એક બદન વેચાતું લેવું હતું, અને તે વહા-

ણ આવવાની રાહ જોતો હતો તે હવે પૈસા લઈને બદન લેવા ગયો. પેલિયે જવાબ દીધો " હુ ઘણી દલગિર છું, મને ખાત્રી છે કે મારાથી તમને બદન આપી શકાય તેમ નથી. મારી પાસે અડધો ડજન હતાં તે તમને બરાબર બેસતાં આવત પણ તે મેં વિજળિમાં મોકલી દીધાં ત્યારની હું મારા ધણી તથા છોકરાંને સારૂ નવા સટ બનાવવામાં ગુંથાયલી છું, તેથી હાલ મારી પાસે વેચવાને સારૂ એક પણ બદન તૈઆર નથી. "પેલા ડોસાએ કહ્યું" કદાચ આઠ દસ દહાડામાં થોડાંએક તૈઆર થશે. " પેલિયે જવાબ દીધો, " મારાથી નક્કી કહેવાતું નથી; બધા કહે છે કે ત્રણ ચાર અઠવાડિયામાં વહાણ પાછું જવાનું છે, અને મારે તેમાં મોકલવા સારૂ ખુબ સામાન તૈઆર કરવો છે કારણ કે ત્યાં આવી સારી કિંમત ઉપજે છે". પેલાએ કહ્યું "ઠીક, જો તમે કિંમતને માટેજ અચકાતા હો, તો એક બદનનું તમને ત્યાં જે ઉપજતું હોય તેટલું હું તમને અંહિયાં આપવાને તૈઆર છું." પેલી કહે " ત્યાં તો બે રૂપિયા ઉપજે છે". આ બુઢાએ આગળ એક બદનને સારૂ જે કિમ્મત આપી હતી તેનાથી આ બરાબર બમણી કિમ્મત હતી; પણ આગળ કરતાં હાલ તેની પાસે વધારે નાણું હતું, અને તેને બદનની ઘણી જરૂર હતી, તેથી તે વગર ચલાવવા કરતાં તેણે તેને બે રૂપિયા આપવા કબુલ કર્યા, અને ચાંદબીબીયે તેને એક અઠવાડિયામાં તે તૈ-

આર કરી આપવાનું વચન આપ્યું. તેને બિચારાને લાગ્યું કે હું બહુ કમનસીબ છું, અને પોતાનું ગજવું હવે તર હતું તેથી ધાર્યું હતું કે ઘણું ઠીક પડશે પણ તેવું કંઈ બન્યું નહિ.

નુરમિયાં અને ચાંદબીબીને હવે ૩૭ રૂપિયા તો મળ્યા હતા, અને વળી જે કંઇ ચીજ તેઓ તૈઆર કરી શકતાં તેને માટે તેમને વધારે કિમ્મત ઉપજતી હતી, તેથી તેઓએ ઘરમાં વધારો કરવાને સામાન ખરીદવાનો વિચાર કર્યો. નુરમિયાં સુથારને કામે આવવાનું પુછવા તથા પાટિયાં, બારી બારણાં તથા બીજે લાકડાનો સમાન ખરીદ કરવા ગયો. સુથાર તો એક સુંદર નકશીદાર કબાટ કરતો હતો અને તેણે કહ્યું કે હાલ હું તો રાતદીવસ તેના ઉપરજ મંડેલો છું. નુરમિયાંએ પુછ્યું કે "આ કોને સારૂ તૈઆર કરે છે?" સુથારે કહ્યું "વળીકોને સારૂં શું, બીજે વળી ક્યાં? **વિજળી**માં મોકલવાને વાસ્તેજ તો; તેજ મને સારૂં ઘરાક મળ્યુ છે." નુરમિયાંએ સુથારને પોતાનું કામ સમજાવ્યું ત્યારે તો તે ડોકું ધુણાવીને બોલ્યો "એ તો બનેજ નહિ; મારાથી થાયજ નહિ; હું વહાણ ઉપડતાં સુધીમાં આ હાથમાં લીધેલું કાંમ પુરૂ કરૂં તેટલું એ કામ છે, અને આના **આંઝીબાર**માં મને ૧૦૦ રૂપિયા ઉપજશે એમ હું ધારૂં છું. આજથી પાંચ અઠવાડિયાં ઉપર વહાણ પહેલમહેલું અંહિયાંથી ગયું હતું ત્યારનો હું એ કામ ઉપર

વળગેલો છું. હજુ પણ બીજાં ત્રણ આઠવાડિયામાં એ પુરૂં થાય તો હું મારૂં ભાગ્ય સમજીશ;પણ નાંખીદેતા પ-ણ એના સો રૂપિયા તો ઉપજવાનાજ." "સો રૂપિયા!" મહ-મદમિયાં ગભરાઈને બોલીઉઠયો "આઠ અઠવાડિયાના કામના, અરે રવિવાર બાદ કરિયે તો તો દરરોજના બે રૂપિયા કરતાં પણ વધારે પડયું." સુથાર મનમાં હસતો હસતો બોલ્યો "ખરી વાત છે અને હવે હું ગમેત્તે કામ કરીશ અથવા ગમે તેને સારૂ કરીશ તો પણ એટ-લુંજ લેવાનો." બિચારો નુરમિયાં ચાલ્યો ગયો અને ઘેર જઈને ચાંદબીબીને કહ્યું, "આપણે પેલા નવા ઓરડા વગરજ ચલાવવું જોઈયે. હવેથી સુથાર રોજના બે રૂપિયાથી ઓછામાં કામે આવવાનું ના કેહે-છે; તે કેહે છે કે ઝાંઝીબાર મોકલવાને ચીજ કરવામાં તેને એટલો રોજ તો પડેછે અને એથી ઓછે તો કામ નહિ કરૂં. ચાંદબીબી પણ ઘણી ચિડાયેલી હતી. વહાણમાં મોકલવાને તેને લુગડાં સીવીને તૈઆર કરવાનાં હતાં તેને સારૂ તે કપડું તથા બીજો સરસામન ખરીદ-વાને બહાર ગઈ હતી. વહાણ પાછું આવતાં પહેલાં જેટલી કિમ્મતે દરેક ચીજ મળતી હતી તેથી બમણી કિમ્મતે હાલ દરેક ચીજ મળતી અથવા તો ગમે તેટલી કિમ્મત આપતાં પણ મળતી નહિ એમ તેણે જોયું. જે માલ પરદેશ વહાણમાં મોકલ્યો હતો તેજ વધારે મોંઘો થઈ ગયો હતો એટલું નહિ પણ ટાપુના લોકના

ઉપયોગને સારૂ બનાવેલી ચીજો પણ મોંઘી થઈ ગઇ હતી. આ ટાપુપર જૂદીજૂદી જાતનાં કેળાં થતાં હતાં તેમાં કેટલીક જાતનાં કેળાં કાચાંને કાચાં ખવાય તેવાં હતાં, અને તે ખોરાક આ લોકને ઘણો પસંદ પડયો હતો; આ કેળાંનો પાક કરનારાઓમાંના ઘણાઓએ આવી રીતે કાચાં કેળાં વેચવાનું કાઢી નાંખ્યું હતું; તેઓ હાલમાં તેના ઊંચા મુરબ્બાઓ તૈઆર કરવામાં ગુંથાયા હતા કારણકે તે **વિજળીમાં ત્રીજીવાર** વેચવા મોકલવાનો તેમનો ઈરાદો હતો; આમ થવાથી કાચાં કેળાં વેચવામાં આવતાં તે બેશક ઘણાં મોઘાં મળતાં; કેમકે આ કેળાંના માલીકને આગળ કરતાં આ ટાપુમાં વધારે કિમ્મત નહિ મળે તો તેઓ તે બધાં વહાણમાં મોકલી શકત; અને બિજું કારણ એ કે ખરીદનાર પાસે વહાણ પાછું આવ્યા પછી નાણાં ઘણાં વધ્યાં હતાં એટલે મોંઘી કિમ્મત તેઓ આપી શકે તેમ હતું.

**વિજળીમાં** બીજીવાર માલ મોકલવાને દરેક જણ ઘણીજ ખંતથી કામ કરતું હતું તો પણ વહાણ પેહેલી સફર કરીને પાછું આવ્યા પછી જે ખુશી પેદા થઈ હતી તે હાલમાં તદન જતી રહી હતી. આનું કારણ કોઈ સમજ્યું નહિ, પણ એટલું તો દરેકને લાગ્યું કે આગળ કરતાં પોતાની પાસે વધારે નાણું હતું તો પણ તે આગળ જેટલો સુખી નહોતો. નાણાંની ખરીદવાની શક્તિ ઘણી કમી થઈ ગઈ હતી; જીંદગીની જરૂરીઆતો

તેમજ સુખની ચીજો મેળવવાનું આગળ કરતાં વધારે મુશ્કેલ થયું હતું. આમ શાથી થયું તે સમજવું આપણને કંઈ મુશ્કેલ નથી; જે ચીજો જીંદગીને ખરેખરી જરૂરની તથા જેથી સુખ મળે તે તો તેઓએ મોકલી દીધી હતી; આખી વસ્તીની એક મહિનાની મહેનતથી તૈઆર કરેલો ખોરાક તથા લુગડાં તેઓએ મોકલી દીધાં હતાં અને આ બધાના બદલામાં તેમને મળ્યું શું ? મળ્યું એવું કે જેનાથી નહિ તેઓની ભુખ મટે કે તેમનું શરીર ઢંકાય. જે નાણું વહાણમાં **ઝાંઝીબારથી** લાવવામાં આવ્યું હતું તે જો તેના બદલામાં ચીજો મોકલ્યા વગર એમનુંએમ બક્ષીસ તરીકે આવ્યું હોત તો પણ તે આવવાથી કિમ્મત વધત પણ હવે તો જ્યારે ટાપુપરના ઉપયોગને સારૂ મળી શકતી ચીજોની પેદાસ ઓછી થઈ અને નાણાંની પેદાસ વધી, ત્યારે તો બેશક પેહેલાં કરતા નાણાંની કિમ્મત ઘણી ઓછી થઈ; અને જ્યારે જ્યારે નાણાં અને બીજી ચાજોનો વિનિમય કરવામાં આવતો અર્થાત્ કે ખરીદી કરવામાં આવતી, ત્યારે આગળ કરતાં તેજ ચીજોને માટે વધારે નાણું આપવું પડતું હતું.

તે ટાપુપર બનેલી ચીજો તથા ત્યાંની કુદરતી પેદાસ પરદેશ મોકલીને તેના બદલામાં અમુક છાપવાળા ધાતુના કકડા લેવામાં તો તેઓ ખરેખરા દ્રવ્ય અને આબાદાનીની ચીજો યોગ્ય બદલો મળ્યા શિવાય આપી દેતા હતા

એ વાતનું આ બેટના રેહેવાશિયોને આખર ભાન થયું. જેમ જેમ વધારે ખાવાનુ અને લૂગડાં **આંઝીબાર** મોકલી દેવામાં આવતાં હતાં તેમ તેમ આ ટાપુમાંજ વાપરવાને સારૂ તે ચીજો ઓછી થતી હતી તેમજ ટાપુમાં નાણાંની આવક વધવા માંડી અને સ્થાનિક વેહેપાર ઓછો થયો તેથી કિમ્મતો તથા મજુરી ઘણી મોંઘી થતી ગઈ.

આ ટાપુનો પરદેશ સાથેનો વેહેપાર આ પ્રમાણે ચાલવાથી જે મુશ્કેલી ઉત્પન્ન થઈ હતી તેનો આખરે **વિજળી**ના કપતાને નીવેડો કાઢયો. વાહાણ **આંઝીબાર**થી પાછા આવતી વખત ખાલી આવતું તે એને હંમેશ ઘણી દિલગીરીની વાત લાગતી હતી. તેને ખાલી પાછું લાવવાને જેટલું ખરચ થતું તેટલું ફોકટ જતું. હવે તેને લાગ્યું કે જ્યારે તેણે પહેલ વહેલી સફર કરવા માંડી ત્યારે આ ટાપુના કરતાં **આંઝીબાર**માં દરેક ચીજની વધારે કિમ્મત ઉપજતી હતી તોપણ તે વખતે પણ **આંઝીબાર**માં બુટ વિગેરે બીજી કેટલીક એવી ચીજો હતી કે તે ટાપુમાં મળતી હતી તે કરતાં ત્યાં ઘણી મોંઘી વેચાતી હતી; પછી ટાપુમાં જેમ જેમ કિંમત અને મજુરી ધીરે ધીરે વધતી ગઈ તેમ તેમ ત્યાંથી **આંઝીબાર** મોકલેલા પદાર્થોની કિમ્મત ઘટતી ગઈ; તેથી થોડા વખતમાં એમ બન્યું કે ચીજોને બેટ ઉપરથી **આંઝીબાર** લઈ જવાને જેટલી મેહનત તથા જોખમ ખમવું પડે તેનો બદલો

મળી રેહે તેથી વધારે બેટ ઉપર ઉપજતી અને **આંઝી-બાર**માં મળતી કિમ્મતો વચ્ચે ફેર રહ્યો નહિ. જ્યારે બન્ને જગ્યાની કિમ્મત આમ લગભગ સરખી થઈ, ત્યારે ટાપુમાંથી માલ મોકલવો ને બદલામાં **આંઝીબાર**થી નાણાં લાવવા એવી તરેહનો આ વેપાર પડી ભાંગવા લાગ્યો.કારણ કે જો **આંઝીબાર** જેટલીજ કિમ્મત આ ટાપુના લોકને તેમના માલની સ્વદેશમાં મળે તો તે માલ પરદેશ મોકલવાની તેમને કંઈ લાલચ રહી નહિ. પણ **વિજળી**ના કપતાને હવેથી ખાલી વહાણ લઈ પાછા નહિ ફરવાનો નિશ્ચય કર્યો. તે જ્યારે બીજીવાર **આંઝીબાર** સફરે ગયો ત્યારે અત્યાર સુધીમાં માલ વેચવા બદલ જે કંઈ દલાલીના નાણાં તેને મળ્યાં હતાં તે બધાંની તેણે એવી ચીજો ખરીદી કે જે પોતાના ટાપુમાં બિલકુલ થતી નહોતી અથવા કદાચ થાય તો તેને સારૂ **આંઝીબાર** કરતાં ઘણી વધારે મહેનત લાગે. ટાપુમાં બીલકુલ નહિ થઈ શકે એવી ચીજોમાં મુખ્યત્વે કરીને ઓજારો તેજાનાઓ,કેટલાક ઓસડો, કાગળો વિગેરે હતાં અને જે **આંઝીબાર** કરતાં ઘણી વધારે મહેનતથી થતી તેવી ચીજોમાં મુખ્યત્વે કરીને ઉન ચામડાનો સામાન અને કપડાં હતાં. આ બધી ચીજો વહાણમાં ભરીને કપતાન **આંઝીબાર**થી પાછો ફર્યો. જ્યારે તે ઘેર આવી પહોંચ્યો ત્યારે તેનો માલ તરત વેચાઈ ગયો તે જોઈને તે ઘણો ખુશી થયો; બેટના લોક પણ **આંઝીબાર**થી આણેલી

ચીજથી ઘણા હરખ પામ્યા. કોઈ કહે કે, આ બુટ તો જુઓ, એ મેં એક રૂપિયે લીધા. મને અહિંયા બુટના રૂ. ૩ કિંમત ને તે પણ આવા સારાં મળત નહિ. ચાંદબીબી આવેલું કપડું જોઈને રાજી થઈ ગઈ; બેટ ઉપર થયેલું કપડું જે બે રૂપિયે વાર વેચાતું હતું તેનાથી ઘણું ઉચું કપડું તેને રૂપિયે વાર મળ્યું.

આવી રીતે બધા સંતોષ પામ્યા તેનું પરિણામ એ આવ્યું કે ત્યાર પછીની સફરમાં માલધણિયોએ **ઝાંઝીબાર**થી રોકડું નાણું લાવવાની નાપાડી, પણ બેટના કરતાં ત્યાં જે માલ વધારે સહેલથી બનતો હોય અને તેથી સોંઘો મળતો હોય તેને માટે પોતાના માલના ઉપજેલા પૈસા ખરચવાનું તેઓએ કહ્યું. જેમ જેમ વહેપારનો આ રિવાજ સામાન્ય થતો ગયો તેમ તેમ **ઝાંઝીબાર** અને આપણા બેટ વચે રોકડ નાણાંની આપલે ઘણીખરી બંધ થઈ ગઈ; એક દેશમાંથી બીજા દેશમાં નાણાં આપલે કર્યા શિવાય એક બીજાની આવક તથા નિકાસનો બદલો થતો. આ પ્રમાણે વેપાર ચાલવાથી આપણા ટાપુના તેમજ **ઝાંઝીબાર**ના લોકને લાભ થયો કારણ કે **ઝાંઝીબાર**માં જે ચીજ પેદા કરવાની ખાસ સગવડ અથવા ફાયદા હતા તે ચીજોનો લાભ તે બેટના લોક લેવા લાગ્યા, તેમજ તે ટાપુમાં જે ખાસ ચીજો થતી હતી તે ચીજોનો લાભ **ઝાંઝીબાર**ના લોક લેવા લાગ્યા.

જેમકે પેહેલાં જ્યારે પરદેશ સાથેનો વેપાર ચાલુ થયો નહોતો ત્યારે આ ટાપુ ઉપર એક જેવો તેવો ગામઠી જોડો કરવાને આઠ દસ દહાડા લાગતા; પણ હમણાં **આંઝીબાર**થી બુટ આવતા ત્યારે તો તે ચાર દહાડાની મેહેનતથી જેટલો કેળાંનો લોટ થતો તેટલો લોટ ત્યાં મોકલવાથી મળતા. આમ એક બુટની જોડ મેળવવાને જેટલી મજુરીની જરૂર પડે તેને આધારે માપ કાઢ્યું હોય તો આગળ કરતાં હાલ બુટની અડધી કીંમત પડતી હતી તેમજ **આંઝીબાર**ના લોકને કેળાંના મુરબા, નાળિયેર તથા કોપરેલ તેમના દેશમાં મેળવવાને જેટલી મજુરી કરવી પડી હોત તેના કરતાં આ ટાપુમાંથી મળવાથી અડધી મજુરીમાં મળ્યાં.

આ પ્રમાણે આ ટાપુના લોકને ખાત્રી થઈ કે, પરદેશ સાથેનો વહેપાર હંમેશ સારૂ કાયમ અને લાભકારક કરવાને એક બીજી ચીજેનું સાટુ કરવાનું રાખ્વું જોઈયે. જો એક દેશમાંથી જે કંઈ ચીજ બીજે દેશ મોકલવામાં આવે તેના વિનિમયમાં તેને તદન રોકડ નાણું આપવામાં આવે તો નાણાં લેનાર દેશને કઈ પણ સંગીન લાભ થયા વગર તેની ખરેખરી દોલત તેટલી ઓછી થાય છે; અને જો આવીજ રીતનો વહેપાર લાંબો વખત સુધી ચાલ્યા કરે તો જ્યાં સુધી બન્ને દેશમાં કિમ્મત સરખી થાય ત્યાં સુધી નિકાસ મોકલનાર દેશમાં ભાવ મોંઘો થતો જાય, અને

જ્યાં માલ મોકલાય તે દેશમાં ઘટતો જાય, અને આખરે બન્ને દેશમાં કિમ્મતો સરખી થાય અને આમ થાય એટલે પરદેશ સાથે વહેપાર કરવાની મતલબ બંધ પડે છે. કારણ કે જ્યારે ટાપુના લોકને તેમના માલના પૈસા ટાપુના કરતાં ઝાંઝીબારમાં વધારે નહિ ઉપજે ત્યારે તેમની ચીજ દૂર દેશ મોકલવામાં જે જોખમ માથે લેવું પડે તથા ઢીલ થાય તેનાં કરતાં સ્વાભાવિક રીતે તેઓ પોતાના ટાપુમાંજ વેચવાનું પસંદ કરે. પરદેશ સાથેનો વેપાર જ્યારે અન્યોન્ય નથી હોતો (એટલે કે, એક દેશ માત્ર ચીજોજ મોકલ્યા કરે અને બીજો દેશ તેને માટે નાણુંજ આપ્યા કરે) ત્યારે માત્ર એકજ બાજુને લાભ થાય છે, અને તેથી તે જાયુને માટે નિભતું નથી; કારણ કે જે દેશને કંઈ ખરેખરો લાભ થતો નથી તે જે વેપારમાં લાભ નહિ થાય તેવા વેપારથી સ્વાભાવિક રીતે કંટાળી જાય છે, અને થોડા વખતમાં આ વેપાર બેશક બંધ પડ્યા વગર રેહેજ નહિ. પણ જ્યારે બે દેશ જે ચીજ પેદા કરવાને પોતપોતાને એક બીજા કરતાં વધારે સેહેલાઈ હોય છે, તેનું એક બીજા સાથે સાટું કરે છે ત્યારે દરેક દેશને હંમેશને માટે ફાયદો થાય છે. અને તેથી તેવો વહેપાર સ્થિર થાયછે અને હંમેશ સુધી કાયમ રેહેવાનો. કોઈ પણ જાતના જાયુના વહેપાર-ની પહેલી સરત એ છે કે તેથી દરેક બાજુને ખરે-

ખરો ફાયદો થવો જોઈયે નહિ તો જે બાજુને ફાયદો નહિ થાય તે વહેપાર કરવાનો બંધ કરે અને તેમ થાય એટલે વેપારનો અંત આવે. ત્યારે આપણે જોયું કે પરદેશ સાથેના વહેપારમાં, જો કે તેની રકમની ગણના નાણાંમાં થાય પણ, ખરે ખરૂં જોતાં તો એક બીજી ચીજોનું સાટુંજ થવું જોઈયે. પણ આપણે અત્યાર સુધી "કઈ ચીજો?" એ સવાલ ભાગ્યેજ ઉઠાવ્યોછે. કદાચ એમ ધારવામાં આવે કે દરેક દેશ જે ચીજ બીજા જે દેશમાં તે ચીજ મોકલવાની હોય ત્યાંના કરતાં વધારે સહેલથી પેદા કરી શકતો હોય તેવીજ ચીજો હમેશાં મોકલશે. જેમકે **આનંદી બેટ**ને કેળાંની પેદાશમાં **ઝાંઝીબાર** કરતાં ઘણો ફાયદો છે. **ઝાંઝીબાર**માં કેળાંનો પાક કરવાને જેટલી મજુરીની જરૂર પડે તેના ચોથા ભાગમાં આ ટાપુમાં કેળાંનો પાક કરી શકાય; તેમજ આ બેટમાં જેટલી મજુરિયે બુટ તૈઆર કરી શકાય તેની અડધી મજુરીમાં તે **ઝાંઝીબાર**માં કરી શકાય. તેથી જો **ઝાંઝીબાર** પોતાનાં બુટ **આનંદી બેટ**માં મોકલે અને તેના સાટામાં કેળાં લે તો એ બે દેશને લાભ કારક વહેપાર ચાલે. આ તો બેશક ખરૂં છે, પણ એક દેશને બીજા દેશ કરતાં એક અમુક ધંધામાં વધારે ફાયદો હોય છે એમ કંઈ હંમેશ બનતું નથી. કેટલીક વાર એક દેશ જે બીજા દેશ સાથે તે વહેપાર કરતો હોય ત્યાંના કરતાં તેની જમીન વધારે ફળદ્રુપ હોવાથી

તથા બીજા કુદરતી ફાયદા જેવા કે સુગમ પડતી સ્થીતિ અને પ્રજા ચાલાક અને ઉદ્યોગી હોવાથી, વહેપારની દરેકે દરેક ચીજ પેદા કરવામાં તેને બીજા દેશ કરતાં વધારે સહેલાઈ હોય; એટલે કે એક દેશમાં બીજા દેશ કરતાં તેટલીજ મેહેનત અને તેટલીજ મુડીથી ઉદ્યોગની દરેકે દરેક શાખામાં વધારે નફો થાયછે. તોપણ આવા બે દેશ વચ્ચે બન્નેને લાભકારક થાય એવો વેહેપાર ચલાવી શકાય. આપણે એમ ધારિયે કે કેળાંનો પાક કરવાને, **આનંદીબેટ**ના લોકને ખાસ સેહેલાઈ છે તે જતી રહેછે અને આમ થવાથી તે ટાપુપર સઘલી ચીજો પેદા કરવાને જેટલી મેહનત તથા મુડીની જરૂર પડેછે તે કરતાં થોડી મેહનત અને મુડીમાં તે બધી ચીજો **આંઝીબાર**માં થાયછે. કોઈ એમ ધારેકે આમ થયું ત્યારે તો **આંઝીબાર**ના લોકો તેમને જોઈતી કંઈપણ ચીજ **આનંદીબેટ**માંથી મેળવવાની ઈચ્છા નહિ કરે કારણ કે તેમના દરેક ઉદ્યોગમાં તે ટાપુના લોક કરતાં તેમને ફાયદો છેઃ તોપણ આમ કંઈ થશે નહિ. તેનું કારણ એ છે કે જો કે **આંઝીબાર**ના લોકોને દરેક જાતના ઉદ્યોગમાં **આનંદીબેટ** કરતાં વધારે સુગમતા છે પણ તે સુગમતા કેટલાક ઉદ્યોગમાં બીજા ઉદ્યોગ કરતાં ઘણી વધારે ને કેટલાંકમાં થોડી વધારે હોવી જોઈયે. દાખલા તરીકે જો આ બેટના લોક કરતાં તેમને ચામડાનો સામાન કરવામાં જેટલી વધારે સુગમતા છે

તેટલી વધારે સાદડી કરવામાં નથી તો **ઝાંઝીબાર**નાં ચામડાંનો **આનંદીબેટ**ની સાદડિયો સાથે વિનિમય કરવાનો વેપાર હંમેશા બન્ને દેશને ફાયદાકારક થાય એવી રીતે ચાલી શકે. એમ ધારો કે ટાપુપર ચામડું કરવાને જેટલી મહેનત અને મુડીની જરૂર પડે તેના કરતાં **ઝાંઝીબાર**માં પાચમાં ભાગની મહેનત અને મુડીથી થઈ શકે; પણ આ ટાપુમાં સાદડીનું કામ કરવામાં **ઝાંઝીબાર**માં તે કરવાને જેટલી મહેનત તથા મુડી લાગે તેથી ફકત થોડીજ વધારે ( આસરે $\frac{1}{10}$ વધારે ) મહેનત તથા મુડી લાગેછે. ત્યારે, જો આ બે દેશ વચ્ચે વેપાર ન હોય તો એ બે દેશમાં આ બે ચીજોનો વિનિમય એક બીજા સાથે જુદે જુદે દરે થશે. આપણા બેટમાં ચામડું બનાવવું ઘણું મુસ્કેલ હોવાને લીધે સાદડીની સાથે તેનું વિનિમય ઘણા ભારે મૂલ્યે થાય છે; ધારોકે, બુટની એક જોડને બદલે ૪૦ વાર સાદડી મળે. પણ **ઝાંઝીબાર**માં જો કે સાદડી તથા ચામડું આપણા બેટ કરતાં ઓછી મુડી અને મહેનતે થઈ શકે છે તોપણ **ઝાંઝીબાર**ના લોકોને આપણા બેટના લોકો કરતાં સાદડી બનાવવામાં જેટલી સવડ છે તેના કરતાં ચામડું બનાવવામાં ઘણી વધારે સવડ છે; આમ હોવાથી **ઝાંઝીબાર**માં આ બે ચીજોના મૂલ્ય વચ્ચેનુ પ્રમાણ આપણા બેટ કરતાં ઘણું જુદું છે કેમકે ત્યાં એક જોડી બુટના બદલામાં પાંચ વાર સાદડી મળે છે. હવે જ્યારે આમ

છે ત્યારે એ વાત સ્પષ્ટ છે કે આ બે વસ્તુઓનો વેપાર આ બે દેશ વચ્ચે ચલાવી શકાય અને તેમાં બન્નેને સારો ફાયદો થાય. ધારો કે આ બેટના લોકો પોતાની સાદડિયો **ઝાંઝીબાર** મોકલે છે અને તેના બદલામાં આપણે ઉપર બતાવેલા ત્યાં ચાલતા પુરે પુરા મૂલ્યને દરે બુટ લાવે છે. આપણે કહી ગયા કે ત્યાં પાંચ વાર સાદડીના બદલામાં બુટની એક જોડી મળે છે એટલે કે આપણા બેટમાં મળત તેના કરતાં ત્યાં તેટલીજ સાદડીના આઠ ગણાં બુટ મળે છે. પણ જો આમ વેપાર ચાલે તો તેમાં **ઝાંઝીબાર**ને કંઈ ફાયદો થાય નહિ કેમકે તેને પહેલાં કરતાં કંઈ સાદડી સોંઘી મળતી નથી અને તેથી જો એ વેપારમાં તેને કંઈ મળે નહિ તો તે પોતાના ચામડાનો સામાન પરદેશ મોકલે નહિ. ત્યારે આપણા બેટના લોકોને પોતે જેટલી સાદડી મોકલે તેટલી **ઝાંઝીબાર**માં ખપાવવી હોય તો તેમણે તેનું ઓછું વિનિમય-મૂલ્ય લેવું જોઈયે. ચાળીસ વાર સાદડીને બદલે બુટની આઠ જોડ લેવાને બદલે આખરે ફક્ત ચારજ લેવાનું તેમને કબૂલ કરવું પડશે અને વિનિમયના આ દરે ધારો કે બે દેશ વચ્ચે વેપાર ચાલે છે. આમ થયું ત્યારે આપણા બેટ ઉપર બુટ બનાવવાનું કામ બીલકુલ મુકી દેવામાં આવશે કેમકે તે ધંધામાં તેને સૌથી વધારે અગવડ છે અને મહેનત અને મુડીનો ઘણો ભાગ સાદડી બનાવવામાં એટલે કે જે ધંધામાં સૌથી ઓછી અગ-

વડ છે તેમાં રોકવામાં આવશે. તેજ પ્રમાણે ઝાંઝીબારના લોકો જે વેપારમાં આ બેટના લોકો કરતાં પોતાને ઘણી વધારે સગવડ નથી તે છોડી દઈને જેમાં ઘણી વધારે સગવડ છે તેમાં કામે લાગશે અને આમ થવાથી દરેક દેશની ઉત્પાદકશક્તિ પૂરી સીમાએ પહોંચે છે. દરેક દેશને થતો ફાયદો સ્પષ્ટ છે; બેટવાળા લોકોને બુટને સારૂ પહેલાં જેટલી આપવી પડતી હતી તેના કરતાં ચોથા ભાગની મહેનત તથા મુડી આપવી પડે છે. ઝાંઝીબારના લોકોને આપણા બેટ સાથે વહેપાર શરૂ થયો તે પહેલાં બુટની એક જોડીના બદલામાં પાંચ વાર સાદડી મળતી હતી પણ હવે બુટની એક જોડીના બદલામાં દસવાર સાદડી મળે છે એટલે કે પહેલાંના કરતાં અડધી મહેનત અને મુડીથી પહેલાંના જેટલીજ સાદડી તેમને મળે છે.

પરદેશ સાથે વહેપારનો ખરો ભેદ એ છે કે તેનાથી પ્રત્યેક દેશ પોતાની મહેનત અને મુડી જે ધંધાઓમાં તેને સૌથી વધારે સગવડ હોય અથવા તો સૌથી ઓછી અગવડ હોય તેમાં રોકવાને શક્તિમાન થાય છે. આ પ્રમાણે જોતાં અબાધિત વ્યાપાર તે કામની વહેંચણીના નિયમનો દાખલો છે. તેથી જેમ કામની વહેંચણીથી દરેક સ્ત્રી પુરુષ જે કામ પોતે સહેલથી સરસ કરી શકે તેમાં કામે લાગી શકે છે તેમ જુદી જુદી પ્રજાઓ જે કામ તેઓ સૌથી સરસ કરે તેમાં કામે લાગી શકે છે.

વિલાયતના લોકો જો ઘઉં, ચ્હા, રેશમ વિગેરે ચીજો પોતાને ત્યાં તૈઆર કરવા બેસે તો જેટલી મહેનત તથા મુડી લાગે તેના કરતાં ઘણી ઓછી મહેનત તથા મુડીથી લોઢું તથા બીજા સિદ્ધ પદાર્થો પેદા કરી તેના બદલામાં ઉપર કહેલી ચીજો બીજા દેશ પાસેથી લે છે; જેમકે જે દરેક માણસ પોતાની આજીવીકા કરે છે તે જે અમુક ધંધામાં તે સૌથી સરસ કામ કરી શકે તે ધંધામાંજ કામે લાગવાથી જીંદગીની જરૂરની તથા સુખની ચીજો સૌથી સારી રીતે મેળવી શકે. તે પોતાની મહેનતનાં ફળોનો બીજા લોકની મહેનતનાં ફળોની જોડે વિનિમય કરે અને આવી રીતે છેક સાધારણ અક્કલનો માણસ પણ એટલું સુખ અને એશઆરામ મેળવી શકે છે કે જે જો કોઈ માણસ પોતે પોતાની પ્રત્યક્ષ મહેનતથીજ જે પેદા કરી શકે તેના ઉપરજ જો આધાર રાખતો હોય તો ગમે તેવો હોંશિઆર અને મહેનતુ હોય તો-પણ મેળવી શકે નહિ.

આપણા બેટ અને **ઝાંઝીબાર** વચ્ચેના બુટ અને સાદડીના વેપારમાં એમ બતાવવામાં આવ્યું હતું કે એ વેપારથી બે દેશને ફાયદો થયો. બેટવાળાઓને પોતાનાં બુટ પહેલા કરતાં ⅔ કિમ્મતે મળ્યાં અને **ઝાંઝીબાર**ના લોકોને સાદડી પહેલાં કરતાં અડધી કિમ્મતે મળી. પણ એમ ધારવું નહિ કે આ ફાયદો થયો તેની સાથે

બીલકૂલ ગેરફાયદો થયોજ નહોતો. આપણા બેટ ઉપરના ચામડું તૈઆર કરનારા લોકોને **આંગ્રીબારનું** ચામડું વાપરવાની આમા ઘણું બડબડવાનું હતું તેમ-જ **આંગ્રીબારના** સાદડી બનાવનારાઓને આપણા બેટની સાદડી આવવાથી પોતાને ઘણો અન્યાય થયો છે એમ લાગતું હતું. આ બન્ને લોકોને બે દેશ વચ્ચે વેહેપાર ચાલવાથી પોતાના ધંધામાં "ખરેખરૂં" નુકસાન થયું હતું. તેઓને પોતાની મેહેનત અને મુડી બીજા ધંધાઓમાં ધીમે ધીમે ખસેડવી પડી હતી અને આમ થવામાં ઘણું નુકસાન થયા વગર રેહેજ નહિ. પણ એ યાદ રાખવું જોઈયે કે આ નુકસાન અટકાવવાનો ફક્ત એકજ રસ્તો હતો અને તે એ કે બેટ ઉપરના બુટ ખરીદનારાઓ અને **આંગ્રીબારના** સાદડી-ખરીદનારાઓને નુકસાન ખમવાની ફરજ પાડવી. જો **આંગ્રીબારનાં** બુટ આપણા બેટ ઉપર આવવા દેવામાં આવ્યાં નહોત તો ત્યાંના ચામડાંવાળાઓને કેટલુંક નુકસાન અને ફિકરચંતા થતી અટકત પણ બીજી તરફથી દરેક સ્ત્રી પુરૂષ અને છોકરાંને પોતાના બુટને સારૂ જરૂરીઆત કરતાં ચારગણું આપવું પડત. એટલે કે વસ્તીના થોડા ભાગને ખુશ કરવાને માટે અને તેઓ સાદડી બનાવવાના કામમાં તેમની મહેનત અને મુડી રોકે તેના કરતાં જે ધંધામાં તેમની મહેનત અને મુડી થોડી ઉત્પાદક

થાય એવા ધંધામાં તેને રોકવાને તેમને શક્તિમાન ક-રવાને જકાત આ વેરો નાખવો. તેજ પ્રમાણે આગ્બોટના સાદડી કરનારાને આપણા બેટની સાદડી આવવાને લીધે થતા નુકસાનમાંથી બચાવવાને માટે આંગ્બોટમાં સાદડી વાપરનારા બધા લોકો ઉપર વધારે ભારે બોજો નાખવાની જરૂર પડે. તેમજ એ યાદ રાખવું જોઈયે કે અમુક ધંધો કરનારને પરદેશથી આવતા માલને લીધે જે નુકસાન થાય છે તે ફક્ત થોડી મુદતને સારૂજ હોય છે. મુડી અને મહેનત જે ધંધામાં સૌથી વધારે ઉત્પાદક થાય તેમાં રોકાયછે અને આખરે ઘણી વખત એમ પણ બનેછે કે પરદેશની સ્પર્ધાથી જે લોકોને પહેલવહેલું ઘણુંજ નુકસાન થાય છે તેજ લોકો તેથી સૌથી વધારે ફાયદો મેળવે છે. પણ પરદેશની સ્પર્ધાથી થતું નુકસાન હમેશાં કાયમ રહે છે તેથી મહેનત અને મુડી જે ધંધામાં ઓછાં ઉત્પાદક હોય તેમાંજ રોકાઈ રહે છે અને તેથી દેશની ધંધા સંબંધી આબાદાની ઓછી થાય છે. પર-દેશની સ્પર્દ્ધા બંધ કરવી અને દેશી ધંધાનું રક્ષણ કરવું એ સડક ઉપર દોડવાને લાયક ઘોડા પાસે હળ ખેંચાવવા સરખું છે. તે બચારો, બળદ જેવી સારી રીતે કંઈ હળ તાણી શકે નહિ; તોપણ આપણે બળદથી જેટલી જમીન ખેડાતી હશે તે ઉપર ભારે કર નાખીશું ને તેમ કરીને

ધોડો કે જે હજી તાણવાને લાયક નથી તેની પાસેજ તે કામ કરાવીશું.

કેળનાં ઝાડો પહેલવહેલાં જડયાં તે વખતે દેશી-કારીગરીના રક્ષણનો સવાલ ઉઠયો હતો તે વખતે અબાધિતવ્યાપારવાળા જીત્યા હતા અને હવે જ્યારે ચાંમડાંવાળાઓએ તેજ સવાલ ફરી ઉઠાવ્યો ત્યારે પણ અબાધિતવ્યાપારવાળા ફરી જીત્યા. એ બેટપરના લોકોએ આ વેપાર ચલાવવાનો ઠરાવ કીધો અને જ્યારે તેમને બતાવવામાં આવ્યું કે કાં તો તેઓમાના થોડા-ઓના ઉપર થોડી મુદતને સારૂ પડતું નુકસાન પસંદ કરો અથવા બધી વસ્તીના ઉપર હંમેશાને સારૂ પડતો બોજો ખમો ત્યારે બેમાંથી ઓછું દુઃખ તે પહેલી વાત-માં છે એમ સમજી તેઓએ બીલકુલ મુશ્કેલી વગર તે પસંદ કીધું.



## શ્રી નારાયણ હેમચંદ્રનાં પ્રસિધ્ધ કરેલાં પુસ્તકો.

| | રૂ. આ. પા. |
|---|---|
| સ્ત્રીજાતીની સત્કીર્તિ | ૦— ૩—૦ |
| મા અને છોકરાં | ૦— ૩—૦ |
| સીતાવનવાસ | ૦— ૩—૦ |
| પરોપકારી અબલાઓ | ૦— ૧—૦ |
| ગૃહધર્મ | ૦— ૪—૦ |
| અશ્રુમતીનાટક | ૦— ૮—૦ |
| પુરૂવિક્રમનાટક | ૦— ૪—૦ |
| સદ્બોધવાર્તાવલી | ૦— ૪—૦ |
| બ્રાહ્મધર્મ | ૦— ૩—૦ |
| આર્યધર્મનીતિ | ૦— ૬—૦ |
| સંન્યાસી | ૦— ૬—૦ |
| વીરમંડળ ભાગ ૨જો | ૦—૧૨—૦ |
| મહમદપેગંબરનુંજીવનચરિત | ૦— ૬—૦ |

મુંબઈ કાલકાદેવી—પંડિત જ્યેષ્ટારામ મુકુંદજી.

અમદાવાદ—ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી.